# લાલારૂખ.



ભાગ-પહેલો.

રચનાર

સોહરાબ ભીમજીભાઇ પાલમકોટ.



મુંબઇ-[illegible]૨૭.

"ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ."

Printed for Proprietress at the Fort Printing Press,
No. 1, Parsi Bazar Street, Fort, Bombay,
by Hosang T. Anklesaria and Published by Miss. Baiai Limji
Palamkot at Petit Mansion, Grant Road, Bombay



મરહુમ **સોહરાબ ભીમજીભાઈ પાલમકોટ**

"હિન્દી આરીક" ના સ્થાપક, માલેક અને અધિપતિ.

આ ખરા, નેક ખસલતી ભાઈએ બહોળાં મિત્ર મંડળમાં સુખમાં કે દુઃખમાં, માંદગી કે મોતમાં, મુશકેલી કે આફતમાં તનથી, મનથી અને ધનથી અને પોતાના કામ-ધંધાના ભોગે મદદ આપી છે. સેંકડો નહિ પણ હજારો રૂપ્યાની રકમ તેઓની આફતમાં કહાડી આપી છે. "પારસી લેખક મંડળ" એમનાં મનની કલ્પનાથી અને એમની મેહેનતથી હસતીમાં આવ્યું છે. "હિન્દી આરીક" વીસ વર્ષ એકલે હાથે ચલાવ્યું અને નિભાવ્યું હતું.

# સોહરાબ!

## તમારે માટે કેટલું લખું? શું લખું?
## શું બાકી રાખું?

ભલાં કે ભુંડા, સૌની સાથે આખી જીંદગી ભલાઈ અને પરોપકારમાં ખતમ કીધી છે! લોકોના સુખમાં, દુઃખમાં, માંદગીમાં, મોતમાં, ગરીબાઇમાં, બેકારીમાં, મુશ્કેલીમાં, આફતમાં સોહરાબ પહેલા મદદગાર! તનથી, મનથી, ધનથી, કામ-ધંધાના ભોગ આપીને, સેંકડો અને હજારો રૂપયા કહાડી આપીને, મા બાપની જગ્યા રાખીને મદદમાં ઉભા રહેતા. ગરીબ, મધ્યમથી તે શ્રીમંત અને રાજા, રજવાડામાં બહોળી માનભરી મિત્રાચારી ધરાવી જેમ ભલાંનેબી આવકાર આદરમાન આપતા, તેમ કોઈ વિના કારણે અદેખાં પડે, કે વેરઝેર લઈ ફરે, કે નીમકહુરામી કે લુચ્ચાઈ દગો કરે, તોબી, તેવાં હડહડતાં ભુંડાનેબી તેટલોજ આવકાર આદરમાન આપતા. આંધળી ભલાઈ! આંધળો પરોપકાર! ભલાં અને બુરાં વચ્ચે કશો તફાવતજ નહીં!

ખયર, પરમેશ્વરે જોયા છે, કદર અને કિંમત કરી છે, નેકીમાં ગુંઠાયલું તમારૂં નેક નામ **કીરતારને** હાથથી કાયમ રહ્યું છે. બસ, એના જેવો ઉત્તમ બદલો બીજો કોઈજ નથી.

બહેનના વહાલથી તમે હમેશાં ચાહેલી,

**બાઇઆઇ.**

# પ્રસ્તાવના

——:o:——

ગુજરાતી સાહિત્યને હલકું કરવાને જ્યારે સંખ્યાબંધ હાથો કામે લાગ્યા છે, ત્યારે બીજી બાજુ ઉપર મી૦ સોહરાબ પાલમકોટ જેવા વિચારવંત ગૃહસ્થો તે સાહિત્યને ઊંચી પંક્તિએ લઇ જવાને ચાલુ પ્રયત્નો કરે છે. "પારસી લેખક મંડળ"ના પિતા તરીકે, "માસિક મજાહ"ના માલેક તરીકે, એક ગ્રંથકાર તરીકે, અને એક જાણીતા લખનાર તરીકે, મી૦ સોહરાબ પાલમકોટે સાહિત્યની અનેક રીતે જે સેવાઓ બજાવી છે, તેનો ભેગો સરવાળો અતિ સંતોષકારક છે. મી૦ પાલમકોટે મારા જેવા સંખ્યાબંધ ઉધરતા લખનારાઓને જાહેરમાં લાવવાને જે ઉત્તેજન અને ઉલટ આપ્યાં છે, નવા ગ્રંથકારોને (ઘણાંક બાનુઓ ને ગ્રહસ્થોને) તેઓની ચોપડીઓ રચવામાં અને પ્રગટ કરવામાં એવણે જે મદદ અને દિલસોજી આપ્યાં છે, અને અનેક વેળા જે જરનો ભોગ, લોકોમાં ઢોલ વગડાવ્યા વગર, ખુશી સાથે ખર્ચ્યો છે, તે સઘળાંનો ખ્યાલ સાહિત્ય સાથે જોડાયેલા એક માણસને આભારી લાગણીમાં લીન કરી નાંખે છે.

ગુજરાતી ભાષામાં એક ખરેખરૂં રસીલું અને ઉપયોગી પુસ્તક પ્રગટ થયેલું જોઇ હું હંમેશાં એક ખાસ ખુશહાલી પામું છું તે સંતોષ આ બાબમાં બેવડો બને છે, કાંકે જે હાથે "લાલારૂખ" લખાઇ છે તે હાથે ગૂજરાતી સાહિત્યને અને તેના સેવકોને પુષ્કળ સાચી, સંગીન અને સદગુણી મદદ કીધી છે. પણ મારે હ્યાં મી૦ સોહરાબ પાલમકોટ, સાહિત્યના ખ્યરખ્વાહ માટે નહિ, પણ મી૦ સોહરાબ પાલમકોટ, સાહિત્યના ખેડુત માટે બોલવાનું છે.

એક લખનાર લેખે મી૦ પાલમકોટ ચોક્કસ અંગત બારયતો ધરાવે છે. જેવાં તેમના મૂખનાં, તેવાંજ કલમનાં

વાકયો એક સભ્યતા અને સુંદરતા દેખાડે છે જે મી૦ પાલમ-કોટની પોતાની છે. મારા વિદ્વાન મિત્ર મી૦ સો. મ. દેશાઇ "ગંજે શાયરાન" ના પોતાના મહાન ગ્રંથમાં "લાલા રૂખ" ના કર્તાને એક વાજબી વડાઇ આપે છે. મી૦ દેશાઇ દાખલા સાથે દર્શાવે છે તેમ ગદ્યના સાધારણ પ્રવાહમાં પણ કવિતાની મોહની મૂકનારા પારસી લેખકોમાં મી૦ સોહરાબ પાલમકોટ પેહેલી પદવી ભોગવે છે. મારા વિચાર પ્રમાણે મી૦ પાલમકોટ "ગદ્યરૂઢિકા"ના એકલા પારસી રાજા નથી; એ અલંકારનું મુકટ મી૦ પાલમકોટે એક બીજા પારસી લખનાર સાથે ભાગમાં પેહેરવાનું છે. મી૦ પાલમકોટના ગદ્યની જે ખેંચાણ-કારક ખુબીને મી૦ દેશાઇએ "ગંજે શાયરાન"માં ઘણી વખાણી છે, તે મી૦ પાલમકોટનાં લખાણોની ખુબી વિષે તો ડિસેમ્બર ૧૮૯૭ના "માસિક મજાહ"માં છપાયેલા મારા એક અદના અભિપ્રાયમાં મી૦ દેશાઇની અગાઉ હું જાહેર ઇશારો કરી ગયો છું. જો એક કલમમાંથી વહેતું ગદ્ય કવિતાનો મિઠાશ દેખાડતું હોય, તો તે કલમનું પદ્ય કવિતાઇ જોશ, જોમ, અને જુસ્સામાં કોઇ પ્રકારે કાચું નહિ રહે એ કુદરતી છે. ભાષાની જે શિરીની મી૦ પાલમકોટના સાધારણ લખાણમાં મળી આવે છે, તે શિરીની "લાલારૂખ"માં એક ખરે વધારે દિલકશ સ્વરૂપ દેખાડે છે. કવિતાના કાયદાને લીટીએ લીટી લખતાં, તાબે રહીને એક કવિનું મગજ કેવી મધુર વાણી રેડી શકે છે તેની "લાલારૂખ" એજ મી૦ પાલમકોટની રચેલી એની વડી બહેન "ઝોહરા" કરતાં વધારે સુભાખિત ગવાહી આપે છે.

"લાલારૂખ"નો આ દિલબર કીસ્સો ઇંગ્રેજી સાહિ-ત્યમાં વખણાઇ ગયલા કવિ ટૉમ્સ મોરની હુંનરમંદ કલમનું પરિણામ છે. પણ એ યાદગાર કાવ્ય "મોરે" માત્ર પોતાની કલ્પના માંથીજ ખેંચી કાઢયું નથી. એક કવિના ખ્યાલની બુલંદી, મહાનતા, અને ખલિસાઇ આપણને "લાલારૂખ"માં

લીટીએ લીટી મળે છે. પણ બીજી નજરે "લાલારૂખ" ઇતિહાસની એક ઉપયોગી નોંધપોથી છે. તેમાં ઘણાં વર્ણનો અને ઇશારાઓ ટૉમ્સ મોરે કર્યા છે જેઓની સાચાઇ ઇતિહાસમાં સ્થાપાયેલી છે. દાખલા તરીકે કવિએ પોતાના કિસ્સાની શુરૂઆતમાંજ કાશમીરના મનહર મુલકનું સુંદર બયાન આપ્યું છે. કવિ મોર પોતે કુદરતની ખુબસૂરતીના તે બહેસ્તનુમા બાગની મુલાકાત લઇ આવ્યો નહોતો; છતાં તેણે કાશમીરના દેખાવો અને મહિમાઓનો એક કેવો વફાદાર ચિતાર "લાલારૂખ" માં આપ્યો છે, તેનો ભાસ દેવાને શ્રીનગરમાં મહીનાઓના મહીનાઓ પસાર કીધા બાદ એક બાહોશ બાનુએ ઑકટોબર ૧૮૯૫ ના "કૉરનહિલ મેગેઝીન" માં દર્શાવેલા જાતી અનુભવમાંથી નીચલી લીટીઓ હું અત્રે સદાબરી ટાંકી દેખાડીશ:—

"Any one who has read Moore's delightful 'Lalla Rookh' will feel convinced that it is unnecessary to visit a country in order to know all about it. How Moore acquired so much knowledge of Kashmir at a time when other people knew nothing of it I cannot say, unless, indeed, he was in league with some of those Mahatmas who infest Thibet and who might be supposed to stroll along the Himalaya to Kashmir now and then for a change.. However that may be, it is certain that Moore made very few mistakes. Lalla Rookh the beautiful and amorous, Fadladin the pompous and ridiculous have joined the immortals, but the mountain peaks, the tiny islets in the lakes, the wilderness

of fruit and flowers, and the vast forests are all unchanged and testify to this day to the accuracy of his information."

મને તો લાગે છે કે કવિ મોર ખરેખર કોઇ મહાત્મા સાથે મળેલો હોવો જોઇએ, નહિં તો "લાલારૂખ" જેટલા કદનું એક કાવ્ય રચવાને માટે તે હારબેલો, ગિબ્બન, ફરીશ્તા, ફ્રાયર, ઍલફિનસ્ટન, તાંવેરનિયે, વીલકસ, ઊસલી, ચૅમ્પિયન, મોરીસ, સર ડબલ્યુ જોન્સ, બેકમૅન, પિંકરટન, સેન, પના, સીમ, મૉરિયર સિવાય બીજા અસંખ્ય સત્તાદાર લખનારાઓના ગ્રંથો ઉઠલાવી નાંખતે નહિ. એવો એક ખરો કાબેલ અભ્યાસી 'લાલારૂખ'નો કર્તા છે. અને કવિતાઇ કલ્પના અને ઐતિહાસિક વિગતથી ભરપૂર એવા એક નાદાર ગ્રંથને ગૂજરાતી ભાષામાં જન્મ આપવાનું કામ કેવું બિકટ છે તેનો અડસટ્ટો સહેલાઇથી નીકળી શકશે. પોતાનું હાલનું પુસ્તક બહાર પાડવામાં મીo પાલમકોટે, ખરેજ એક મોટું સાહસ કર્મ માથે ઉઠાવ્યું છે; અને તે ફત્તેહનાં બોહોલાં માપ સાથે હાર પાડયું છે. કવિ મોરની અસલ વનતના અનેક મરોડદાર વેલાઓ અસલ "લાલારૂખ"ના ગૂજરાતી વિલાસમાં આપણુને મળતા નથી. પણ બીજા અલંકારમાં બોલતાં મીo પાલમકોટે અસલ ચિતારનો અક્ષર છોડીને તેનો અર્થ પોતાની નકલમાં મેલ્યો છે, અને તે અર્થ તેઓએ પોતાની મધુરી ગૂજરાતીના રંગોમાં એક કવિના કોમલ હાથે પૂર્યો છે. મીo પાલમકોટનું આ કાવ્ય જેટલું રસ તેટલુંજ બોધથી ભરેલું છે, અને તેનું વાંચણુ જેમ એક મજાહ તેમજ એક પાઠ જેવું નિવડશે. ગૂજરાતી સાહિત્યમાં "લાલારૂખનો" વધારો કરીને મીo પાલમકોટે તેના ખજાનામાં એક મનહર માણેક ઉમેર્યું છે, એટલુંજ મારે બોલવું અને બતાવવું બસ છે.

પેo ખo તારાપોરવાળા.

મુંબઇ, ડીસેમબર ૧, ૧૯૦૨.

* * *

મારા મીત્ર મી૦ શોરાબ પાલમકોટ તો આ અલંકારને પોતાની કરી બેઠેલા છે. મોટે ભાગે તેમનાં લખાણો ગદ્યરૂઢિકામાંજ દૈવયોગે આવી જાય છે. કદાપિ તેઓને ખબર પણ નહીં હશે કે ગદ્યમાં રચેલાં તેમનાં લખાણો વાંચતી વખતે જાણે આપણે પદ્ય ગાતાં હોઇએ એવાં ઝમકદાર અને તેજદાર લાગે છે. તે તેવણુનો વપરાસ તો કેથો ચાર્લસ ડીકન્સના લખાણુની માફક ગદ્યરૂઢિકાના અલંકારમાં આવે છે એવી તેમને ખબરે ન હશે. બાહોશ ફોટોગ્રાફર મી૦ ભેદવાર માટે લખતાં તેવણુ લખેછે કે—"ધનના ઢગળામાં ઢળતા રહીને અયાશી જીંદગી ગુજારનારા શ્રીમંત જવાંનોને આ કુળવંત કીસબીથી ચેતવાનું, ને ચોંકવાનું સમજવાનું ને શીખવાનું, તેમજ વર્તવાનું વીચારવાનું બહુ બહુ છે. બાઇ બેઠાં ને બુ બેઠાં, તથા ખોટી પ્રીશચારી ને જુઠી તારીમારીમાં જીંદગી ગુજારનારા કેટલાંક શ્રીમંત જવાનો જો પોતાના જરના જોરે એકેકા ઉત્તમ હુન્નરો પાછલ પોતાનો વખત રોકે તો મી૦ ભેદવાર જેવા હુન્નરના આશકોની હરોલમાં ઘણાઓ પોતાના નવાં નવાં કામ આજ કરે—"

એમાં વાંચતી વખતે, જાણે આપણે રેલવે ત્રેનના ડબામાં બેઠા હોઇએ, અને તે ત્રેન જે કે હંમેશા તાલમાં ચાલતી હોવાથી, ધકધક, ધકધક, એવી રીતે કાવ્યમાં ચાલે છે. તે પ્રમાણે મી૦ પાલમકોટનાં લખાણ વખતે આપણા હૃદયમાં દરીઆવના મોજાઓથી આપણી છાતી ધકધક થયા કરે છે. એ તો એક નમુનો છે, પણ એવાં લખાણ હું વારંવાર તપાસતો આવેલું છું."

"ગંજે શાયરાન"

કર્તા—સો. મ. દેશાઈ.

* * *

# "લાલારૂખ."

મેહેરબાન બેહેન બાઇઆઇ,

તમારા મરહુમ ભાઇ સોહરાબે લખેલી 'લાલારૂખ'ની એક નકલ તમોએ મારા અભિપ્રાય માટે મોકલી છે, તે મળી છે.

પચીસ વરસ ઉપર ટામસ મોરના એજ નામના પુસ્તક ઉપરથી મરહુમે લખેલું આ પુસ્તક મે ઘણીજ ઉલટ સાથે વાંચ્યું છે. એ ભાઇએ આ કાવ્ય ઘણુાજ સલીસ ઇબારતમાં રચ્યા છે. અંદર સમાયલા કેટલાક વિચારો, મરહુમ ભાઇ સોહરાબનો સાહિત્ય તરફનો શોખ કેટલો અને કેવો હતો, તે દેખાડવા પૂરતાં છે.

લાલારૂખની વારતા, જે મખ્યાત કવી ટામસ મોરે લખી છે, તે આખી વારતા કવિતા રૂપી છે. ભાઇ સોહરાબે તે ઇંગ્રેજી પુસ્તકને આધારે પોતાની આ લાલારૂખ ગુજરાતી કાવ્ય રૂપે રચી છે. એ કાંઇ ટામસ મોરની આખી વારતાનો ઉતારો નથી પણ તે મખ્યાત પુસ્તકમાં સમાયલી એક ચોકસ વારતાનેજ એ ભાઇએ કાવ્યરૂપે રચવાનું પસંદ કીધું છે. દલગીરી ભરેલું એ છે, કે સોહરાબના અકાળ મોતથી એ વારતાના બીજા ભાગો મગટ થતા રહી ગયા છે. અગરજો જીવ્યા હોત તો આ ગુજરાતી લાલારૂખ બેશક આપણા સાહિત્યમાં એક અગત્યનો ખાડો પુરી શકતે. ઉત્તમ મકારના સાહિત્યનો પારસી વાંચકોમાં ફેલાવો કરવાની મરહુમની ઉલટનો મને સારો અનુભવ છે. હું જાણું છું કે સારા લેખકોની એ ભાઇ કદર બુજતા, અને તેમને જીગરથી ચાહી તેમના કામોમાં મદદ કરતા હતા.

લાલારૂખનું મરહુમે રચેલું કાવ્ય, જેઓ કવિતા વાંચવામાં મોજ માનતા હોય, તેઓને બેશક પસંદ પડે એવું છે. મેં ભાઇ સોહરાબનું લાલારૂખ હાંશમેર વાંચ્યું છે, એ ભાઇ પોતાના વિચારો ઘણીજ સેહલાઇ અને સરળતાથી કાવ્ય રૂપે રચી

શકતા હતા. પારસી વાંચકોને ગળે એ કાવ્યો ઝટ ઉતરી જાય એવાં સલીસ અને સેહલ ઇબારતમાં રચાયલાં છે. લાલારૂખમાં કેટલીક બાબતો એવી લખાઇ છે, કે જે એકવાર વાંચ્યા પછી બીજીવાર વાંચવાની પાછી લાલચ થાય છે.

લાલારૂખ એક રસીલો કિસ્સો છે. મરહુમે રચેલી સઘળી બયતબાજીઓની બંદેશ ઘણીજ સરળતાથી વાંચી શકાય એવી છે. બયતબાજીની બાંધણી અને બાંધણીની સાથે માપનું વજન ઘણુંજ ધ્યાંનથી રચેલું નજર પડે છે. પ્રાસ ઉપર પણ ખાસ ધ્યાન આપેલું મને જણાય છે. તે સઘળા સાફ અને સ્પષ્ટ છે. ઇબારત ઘણીજ મોહક અને મધુર લાગે છે. જુદી જુદી બાબતો જેમ જેમ વારતામાં આવતી જાય છે, તેમ તેમ લખનારે તે ઉપર પોતાના વિચારો ઉમદા રીતે દરશાવેલા મેં વાંચ્યા છે. એ સઘલું મરહુમની કવિતા રચવાની શકિત કેવી હતી, તે દેખાડવા માટે પુરતું થઇ પડે છે.

દલગીરી ફકત એટલીજ છે, કે સાહિત્યના આવા એક સાચા સેવક કવખતે ગુજર પામ્યા છે. અગર જો જીવવા પામ્યા હોત, તો આ લાલારૂખનો અધુરો રહી ગયેલો કિસ્સો પૂરો થવા પામતે, અને સાહિત્યના ક્ષેત્રમાં એક વધુનો ઉમેરો થઇ શકતે. પણ તેઓ જીવ્યા નહી એ મોટી દલગીરી છે.

લા૦ દુવાગીર,

ધનજીભાઇ ન. પટેલ.

૧૮-૧૧-૨૭.

# મારી તરફના બે બોલ.

———:o:———

મારાં મેહરબાનોને ૧૯૨૭ સાલની ભેટ તરીકે મારા મરહુમ ભાઇની કલમથી રચાયલી "લાલારૂખ" ભેટ આપતાં મને ઘણો સંતોષ ઉપજે છે. ધરખમ મોજ સાથે કાંઇ નવું વાંચવાનું મળે એ એક ઇરાદો છે, બીજું તો એકે તે એમનું પોતાનું ઘણું વખાંણુ પામેલું ઉત્તમ કાવ્ય છે, અને તે એમનાં 'ગ્રાફીક'ને વ્હાલથી તકાવી રાખનારા ઘણાં દીલસોજ ગ્રાહકોને તે મળે છે.

આ ચોપડીની રચના માટે મને લખવા જરૂર નથી. જે ત્રણ ભાઇઓએ અપક્ષપાત રીવ્યુ લખ્યો છે તેજ પૂરતું છે.

આ ચોપડી એક ભેટ તરીકે છે, પણ એવી ખર્ચાલુ ભેટ તમામ બિન હાંસલ સેવા છે.

૧૯૨૬ ના સાલમા કશી ભેટ હતી નહી, આવતા સાલ ૧૯૨૮ માં ભાઇ સોહરાબની રચેલી

## સુલોચના

ભેટ આપવામાં આવશે, જે ઘણી મધુર એબારતમા રચાઇ છે.

અત્રે આભારના બે બોલ રજુ કરવા મારી ફરજ વિચારૂં છું.

આ ચોપડી મુંબઇના જાણીતા ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસમાં તૈયાર કરાવવામાં આવી છે. સફાઇદાર સુંદર છપાઇ અને બાંધણીમા તેના માલેક મી૦ હોશંગ તેહમુરસ્પ અંકલેસરીઆ એ ઘણી કાળજી અને ઝડપથી તૈયાર કરાવી આપી છે. મને મળેલી ઘણી સગવડ અને ઉત્તમ કામ માટે આ ભલા જરથોશ્તી ભાઇની હું ઘણી ઉપકારી થઇ છું.

મારાં કામમાં ચાલુ ઉત્તેજન આપનારાં મેહેરબાન ગ્રાહકોનો આ ટકે ઉપકાર માનવા રજા ચાહું છું.

દોઆગો,

બા. લી. પાલમકોટ.

૧૩૯૯૦

ખુદા.




રચનાર-સોહરાબ હીરજીભાઇ પાલમકોટ.

"નિર્દોષ નાર્જ" "ઓહરા" ઇ૦ ના કર્તા.

(બેત) "બહેરે તકારૂબની તર્જ પર"

નમૂ છું તને ઓ નિરાકાર નાથ
પકડ પ્યારથી આજ તું આય હાથ
નિખાલેશ તારૂં 'અશો' નામ છે
કદરદાન તારાં બધાં કામ છે
નમૂ છું તને પાક પૃથ્વી પતી
મને ગુપ્તમાં આપ તારી ગતી
જમીન ને જમાનો ઝુકે છે તને
ઝિણા જીવબી કયાં ચુકે છે તને
રગે રગ ભરી છે અસર તાહરી
નથી કોણ પર હ્યાં નઝર તાહરી
ખુદાવંદ તારી ગતી બેમિશાલ
કરી શું શકે માનવી લેશ ખ્યાલ
સુરજ, ચાંદ, તારા, ગગન ને પાતાલ
બતાવે છે તારી કરામત વિશાલ
પવન, પ્હાડ, પાણી અને શ્હેર, વન
તલેસમ ધરાવેછ તારો તદન

અશો, પાક સાથે નિરાકાર છે
અમર અઝમતી તું અમલદાર છે
સકળ સર્વ જ્ઞાની બખશનાર આપ
બધી હસ્તિમા છે તહારા પ્રતાપ
સુખે કે દુઃખે તું સહુનો શરીક
અમારો રબા તૂંજ સાચો રફીક
ખુદા તું અમર ને ખુદા તું અશો
ખુદા તુજ મદદ વિન ન મારગ કશો
ખુદાવંદ તારા અજબ ખેલ છે
હઝારો ભરમ—ભેદનો ભેલ છે
નહીં પીર પૂગા ખરી રાહમાં
કમીનો પૂગે કેમ દરગાહમાં
કુલે જહાંનનો તુંજ આધાર છે
બધી સૃષ્ઠિનો તુંજ સૃજનાર છે
તપે સૂર્ય તે તાહરા તાપથી
ફરે પૃથ્વિ તે તું સુખી બાપથી
પ્રથમ યાદ તારી ઝબાને ધરી
નમન તું અશોને જિગરથી કરી
જપું નામ તારૂં ખરા પ્યારથી
મળે છે મદદ તું મદદગારથી
નવાજેશ તારી ખલક સર્વ પર
બધી જહાન પર ખાસ મીઠી નજર
અગરજો નહીં હોય તારો હુકમ
ભરી શું શકે સૂર્ય એકે કદમ
પડે પાંદડું બી હુકમથીજ ખાસ
પયગમ્બર-પિરો બી તહારાજ દાસ
હુકમથીજ તારા ઉભું આસમાન
હુકમથીજ તારા ટકી સર્વ જહાન

હુકમથીંજ તારા તપસ્વી તપે
હુકમથીજ તારા ફરેસ્તા જપે
હુકમ પરવરશ તુજ તણી જહાન છે
દરજ્જો તહારો અશો મ્હાન છે
મુખે લાખ બી હોય મારી જબાન
ન આપી શકું હું તને લેશ માન
ન આપી શકું લેશ ઇનસાફ હું
કરૂં કેમ એ બાપ ! દરિયાફ હું
મટીથી બન્યો માનવી અલ્પ એક
પિછાને ખુદાની કૃતી કેમ નેક
કુલે પૃથ્વીનો હોય જે પાશબાન
ગુણો શું શકે ગાઇ તેની ઝબાન
નથી ભૂખ જર – માલ—સંસારની
મને ભૂખ છે ફકત તુજ પ્યારની
મને ભૂખ છે માત્ર રબ નામની
મને ભૂખ છે કુલ અશો કામની
મને ભૂખ છે શુભ સખાવત તણી
મને ભૂખ છે તું ભલાની ભણી
મિનોઇ બખશ તું મને ખ્યાલ નેક
વશાવી જિગરમાં અશોઇ દરેક
બખશ પ્યાર કે હું પુંજારી બનું
તને ને તને માહરો હું ગણું
જુઠી આય માયા નથી કામની
મને લેહ લાગીછ રબ નામની
અહુરમઝદ ! એ દાદગર દસ્તગીર
અમીરો તણો તું વડો છે અમીર
મદદગાર છે તું ભલાં કામમાં
અજબ લેહ છે તાહરાં નામમાં

કરી બંદગી તાહરી ટૂંક આય
ઉભો માંગવા છું મદદગાર સાહ્ય
મદદ હોય તારી સફલ થાય કામ
જિગરની પુરે આશ મારી તમામ
તવારીખની હું લખું વાત એક
ખુશી સાથ વાંચે કુલે મર્દ નેક
કથાનું કરૂં છું હવે હું કથન
ભલા મર્દ ! કર માન સાથે મથન
હતું શ્હેર દિલ્લી અમલ એકમાં
જુલમગાર રાજા તણા ટેકમાં
હતાં બાદશાહી અમલદાર એક
મગર નાં મળ્યો શાહમાં મર્દ નેક
ઝુહાકી હતો દોર સાથે દમામ
હલાકી હતી હિન્દુઓને તમામ
હતું શ્હેર દિલ્લી દરજ્જે અવલ
હતો સખ્ત ત્યાંની પ્રજાપર અમલ
દગાબાજ ઔરંગ* દિલ્લીપતી
જુલમગાર ને ક્રૂર દિલનો અતી
હતી ત્યાં હકૂમત મુસલમાનની
દુ:ખાપત હતી હિન્દુના જાનની
મુસલમાનનું મસ મચેલું પ્રબળ
હતા હિંદુઓ તો બિચારા અબળ
હતો શાહ ઔરંગ શૂરો ઘણો
કપટમાં હતો તેમ પૂરો ઘણો
મુસલમાન પર ખાસ રહેતી નઝર
અને હિંદુઓ પર જબરદસ્ત કર

* શેહેનશાહ ઔરંગઝેબ.

તવારીખ પૂરેછ આ દાખલા
બતાઉં વધુ આજ શા દાખલા
સદી અર્ધ કીધું જુલમગાર રાજ
ન કીધાં પ્રજાનાં ભલા કોઇ કાજ
પ્રજાને ઘણીએક રીતે દળી*
અરે હિન્દુને તો મુક્તી મળી
બુરાઓ સદા નામના ઓંચ છે
લતીજો બદીનો બુરો જોય છે
પમાતું નથી નેક સમ નેકનામ
વખોડેછ ખલકત બુરાં સર્વ કામ
વખોડેછ લોકો બુરાં કામને
બુરાઓ સદા ઓંચ છે નામને
જગે ભાઇ જીવી જવું શું લઇ
બુરી નામના જો તહારી થઇ
અરે શાહ ! તારી હકુમત હતી
મુકી નામના તેં ખરેખર જતી
અકબ્બર સમો તું થતે નામદાર
પ્રજાને બતાવ્યો હતે તેં કરાર
હતો રાજપાટે તને તો અમલ
ખચીત નામ તારૂં રહેતે અચલ
જુલમગાર તું તો થયો તાજદાર
ન કિધાં પ્રજા-લાભનાં કાંઇ કાર†
હતી શાહ તુજને જગે શી કમી
મગર નેકનામી તને નાં ગમી
અરે શાહ તેં ત્યાં કરી કામ બદ
કરી અન્મુલી જીંદગી હાય ! રદ

* દુ:ખી કીધી. † કામ.

જુલમગાર રાજા દુઃખી થાય છે
પ્રજા તે તણી સખ્ત પીડાય છે
જુલમગારને નાં બચાવે ખુદા!
જુલમગારથી તો બચાવે ખુદા!
જુલમગાર શાહો બુરાં પાપ છે
પ્રજાપર ખરે એક બદ શ્રાપ છે
અગર શાહ ઔરંગ નેકી કરી
હતે જો ગયો આય જગથી મરી
નહીં તે ભલાને પ્રજા ભૂલતે
કરી યાદ, ગુલ સમ સદા ફૂલતે
મગર જે કપટ-છલ સદાના કરે
કહો કેમ નેકી ગમી તે ફરે!
જિગરમાં નહીં હોય જેના કદર
પિછાણી શકે કેમ સારો હુંનર
શિવાજી મરાઠો હતો જે શૂરો
કળામાં ગણાતો બધી તે પૂરો
ફશાવ્યો ફરેબે ઘણા તેહને
ફશાવી શકે કોઇ નહી જેહને
અરે શાહ, તૂં તો હતો ખૂબ ક્રૂર
ભલેની હતો બખ્તમાં નેક પૂર
શિવાજી શૂરાનો હતો જે સપૂત
જિવન તેહના પર પડાવીજ લૂટ
કર્યાં હાલ સંભાજીના તેં બૂરા
રચી છલ-કપટ કોડ કીધા પૂરા
રતન આંખનાં ક્રૂરતાથી લિધાં
બૂરાં કામ એવાં ઘણેરાં કિધાં
ઘણાં હિન્દુઓને કર્યાં જેર તેં
બતાવ્યો નકામોજ બહુ કહેર તેં

અરે લાભમાં આખરે શું લિધું
નકામું સરે પાપ મોટૂં કિધું
મુરખ માનવી રાખજે તું લખી
નથી તુજ કરે* આય જગની મખી
અજલ સર ઉપર દમ-બ-દમ બસ ફરે
મુરખ જે નહીં ખ્યાલ એનો કરે
નહી ફર શાહે કિધો કાંઇ ખ્યાલ
શમજ્યો નહીં ભેદ રબનો વિશાલ
અમલ જોઇને તું ભુલ્યો હોશને
અમલમાં† મુકયો ધર્મનાં જોશને
પડેલા ખજાને ખરા તાજના
કરોડો રૂપૈયા હતા રાજના
મગર એક પઇ આખરી દાહડે
નહી થાઇ મકદૂર કે કાહડે
ખુદાવંદ ! તારી ખરે છે કમાલ
પૂગે ભેદને કોણુ તારા વિશાલ
કહો શાહ ઔરંગને શી કમી
હતી કે અજલ વખ્ત દીઠી ગમી
ખજાને ભરેલો હતો ખબ ગંજ
મગર મેળવેલો દઇ બહુજ રંજ
નહીં તે તહારો થયો આખરે
પશેમાન થઇ તું ગયો આખરે
લખેલું હતું એક તારૂં 'કુરાન'
ગયું તે ઉપર તુજ પશેમાન ધ્યાન
અજલ જોઇ જ્યારે, ધરી તેં લજા‡
કરી એમ વશિયત 'બને જો કજા

---

* કરે=હાથે. † ચાલુ કીધો. ‡ શરમ; લાજ.

ખજાના તણી પાઇ નહી વાપરે
નથી કામનો તે મને આખરે*
જુલમથીજ મેં એકઠો તે કિધો
નથી લાભ તેમાં ભલો મેં લિધો
હવે છે મને તે ખજાનો હરામ
નહીં પ્હોચશે એક કૂટી બદામ
ધરમ-ડાઝથી મેં લખેલું 'કુરાન'
પસીનો ઉતારી લઇ રંજ મ્હાન
મરૂં ત્યાર તે લેખ કરજો હરાજ
અને તે અવેજે કરી સર્વ કાજ
ખુશી માહરા જીવને રાખજો
ખજાનો ખુણામાં બધો નાખજો
ભલો મેં કિધો હોત મારો અમલ
ખચીત થાત ત્યાં નામ મારૂં અચલ
જુલમગાર થઇ મેં કિધો મસ જુલમ
હવે આજ બેઠો સિને સખ્ત ગમ
ખરચવી નહીં પાઇ મુજ રાજની
કલંકીત છે મુંજ ગતી તાજની
ખુદાવંદ ! મારો હવે કર બચાવ
નવાજેશ આપી મને તું નિભાવ

* * *

સુણી શાહ ઔરંગના આ સખુંન
થયો તે ઉપરખી જમાનો જખુંન
સબબ રાખ તું યાદ ઓ વાંચનાર !
વિવેકે જરા જીંદગીને વિચાર!

---

* અજલને દહાડે.

સકળ આય સંસાર બાજાર છે
બધાં માનવીઓ ખરિદદાર છે
નથી જીંદગીનો ભરૂસો કશો
જરા રાખ તું જીવ આ વશવશો
નહીં આ જમાનો તહારો થશે
બધા યત્ન તારા અકારત જશે
હવે હું કરૂં છું શરૂ દાસતાન
જરા આપજો તે ઉપર આપ ધ્યાન
બુરા શાહ ઔરંગનું કારમુ*
અમલનું હતું વર્ષ અગિયારમું
હવે સાંભળી લે જરા ભાઇ વાત
મુકી આવિયા વાત જે કે પછાત
લડાયક બહાદૂર જંગીસખાન
તણા વશંથી ઉતરેલો મહાન
હતો અબદલા શાહ મોટો શૂરો
પટાબાજ નર સર્વ વાતે પૂરો
નથી નામ અંજાણુ જંગીસખાન
તવારીખ આપેછ તેની પિછાન
હતો અબદલા તેજ ઓલાદનો
જબરદસ્ત તન ને બુલંદ સાદનો
મક્કે હજ થકી તે જવાનો હતો
ફરજ કાજ રોશન થવાનો હતો
ધરમની અજબ હોય છે ભાઇ દાઝ
નથી સૂઝતું તે પછી કાંઇ કાજ
જઇફી ઉમર જ્યાર થઇ તેહની
મક્કે હજ ઉપર ગઇ નઝર એહની

* જુલમાત ભર્યું.

અમલ ભોગવીને થયો બરકરાર
પછી દીલમાં એમ કીધો વિચાર–
"ઘણી રાજગાદી હવે ભોગવી
જગે જશ લિધો મેં બહૂ જોગવી
કરૂં ધર્મ કેરી ફરજ જો અદા
ખુશીમાં રહે જાન મારો સદા
હવે હજ ખરેખર સજાવાર છે
દિવસ બે તણો આય બાજાર છે
ભમે છે સરે આદમીને અજલ
સબબ હું કરૂં તુર્ત એનો અમલ
બધો મુજ પિસરને દઊં અખ્તીયાર
અને હું કરૂં આ અદા નેક કાર"
કર્યું અબદલ્લાએ ભલું એક કામ
કહ્યું નિજ પિસરને: "તખત આ તમામ
ઘણી હિકમતે છે મળેલું મને
સજાવાર બેટા હવે છે તને
ચલાવે અગર જો ખરી રંજથી
મકકે જાઇ આવું ખુદે-ગંજથી
પિસર વાહલા તું મને દે જવાબ
ધરમ-ધ્યાનમાં છે કલેજું કવાબ"
નમીને પિસર બોલિયો:- 'નેકનામ,
ખુદા આપશે આશ તારી તમામ
ખુશીથી ચલાવીશ હું રાજને
કલંકિત કરૂં હું નહીં તાજને
ધરમ-દાઝ તારી ભલે પૂર તું
ફિકર છોડ, ને ના હવે ઝૂર તું
કરસ જેમ કીધું તમે રાજ કાજ
પ્રજાનો નહીં કાંઇ ઊઠે અવાજ.'

પિસરના સુણીને સરસ આ સુખન
થયો અબદલ્લા શાહ ભારે મગન
તખત-તાજ સૌ આપિયું તેહને
પ્રજાને કહ્યું: "માન દઇ એહને,
હતા જેમ ગણતા મને તે મિશાલ
કરો આ નવા શાહપર ખાસ વ્હાલ.'
નમી અબદલ્લાના હુકમને પ્રજા
ઉઠી તે પછીથી પિસરની વજા
ખુશી રૈયતે ખૂબ પાળી તહીં
બધા ખુશ્નુમાં ભેદ ભાળી તહીં
હરખ અબદલ્લાને ઉપજિયો અપાર
કર્યો તે પછીથી સફરનો વિચાર
'રહી જીંદગી જૂજ જે માહરી
ગુજારૂં ખરા ખ્યાલમાં તાહરી
બુઝર્ગી સમો માહરો આવિયો
હકીકી તણો માર્ગ છે ભાવિયો
મક્કે હજ થકી જાઉં એ છે ઉમેદ
નથી કોઇ વાતે દિલે લેશ ખેદ'
ભરી એક દરબાર ત્યાં છેહલી
જગા લઇ પોતે તહીં પેહલી
પછી અબદલ્લાએ અમીરો તણી
પિછાનત કરીને વખાણો ઘણી
કરી, જાગીરો સાથ દીધાં ઇનામ
પછી બોલિયો:- "કામ મારૂં તમામ
થયું છે, હવે હું ધરૂં ખ્યાલ નેક
ખુદાની રહી છે પરસ્તીસ એક
નવો શાહ છે જે પિસર નેકનામ
નમી તેહને નિત્ય રેંજો તમામ

વફાદાર જેવા હતા રાજના
રહેજો તમે તેહવા તાજના."
"ગણીશું અમે શાહ, એને નમી
ન કર અબદલ્લા શાહ દિલમાં ગમી
હતો ખાસ વિશ્વાસ તુજ જેહવો
અમે લેઇશું શાહથી તેહવો
હકીકી તને તો સજાવાર છે
ખરી નેકનામી તણું કાર છે"
અમીરો તણાં સાંભળીને સુખન
થયું અબદલ્લાનું ખુશી ખૂબ મન
તખત–તાજ વારેસને સૌ દિધું
ધરમ ધ્યાન પોતે જિગરમાં લિધું
સવારો ઘણા સાથ લઇ ચાલિયો
ધરમને ખરાં દીલથી પાળિયો
કરે મુલ્ક જો હિંદ કેરો પસાર
ઉમેદે પુગે તોજ તે નામદાર
સફરમાં પ્રથમ આવિયું કાશમીર
ખુશી ખીણ દેખી થયો તે અમીર
અજબ ખુદરતી બસ નકશ ત્યાં હતા
ફવી–ઓલમાં સર્વે વશ ત્યાં હતા
ઘણો અબદલ્લાને મુલક ભાવિયો
રસાલો પછી દિલ્લીમાં આવિયો
પડી શાહ ઔરંગને આ ખબર
'અહીં આવિયો અબદલ્લા નામવર'
અમીરો તણે મોકલી બા–ઇઝત
કિધું ખૂબ સન્માન તેનું તુરત
દિઠો આવતો જ્યાર દરબાર પર
જઇ ભેટિયો શાહ નિજ દ્વાર પર

પરસ્પર પૂછી ખુશ તબીયત-તવાઝ
પછી તોપના ખાસ થાયા અવાજ
લિધો મ્હેલમાં માન સાથે ઘણો
નહીં આબરૂમાં રહી કૈં મણો
ભરી ખાસ દરબાર દીધો ખિતાબ
ઠઠેરો બતાવી તહીં બેહિસાબ
શૂરો અબદલા ખાનદાની હતો
અતી શાહ પર જાં-ફિશાની હતો
પરસ્પર દીધું માન બન્ને નરે
જહાં જાય ત્યાં બેઉ સાથે ફરે
હતો અબદલા એક રાજા શૂરો
લડાયક હુનરમાં મચેલો પૂરો
નહીં તે સમે કોઇ તેવો હતો
નરીમાનના સામ જેવો હતો
અસલના ઇરાંની હતા હામના
અને આજના તો બધા નામના
લડાયક હુનર સૌ ઇરાંને હતો
નહીં તે સમો કોઈ સ્થાંને હતો
અસલના ઇરાનીજ ન્યારા નરો
હુનર જાણનારા લડાયક નરો
દિવસ દિલ્લીમાં તીસ થયા પસાર
પછી અબદલાએ બતાવ્યો વિચાર:-
'દિધું ખૂબ સન્માન ઓ તાજવર
બુજી તેં ઘણા માન સાથે કદર
ભલા શાહ ઔરંગ ! સુણ નામદાર
નહી હું ભુલીશ તુજ તણો આય પ્યાર
હવે તું મને દે અહીંથી રજા
ખુદાને ખબર! કયાર મારી કજા

ભરૂસો નથી, શાહ! સંસારનો
અજલ-દૂત તો છે પલક વારનો
રહ્યો દિલ્લીમાં ખાસ હું એક માસ
નહીં માનમાં કાંઇ રાખી કચાસ
વધારી દરજ્જો ઘણો માહરો
કિધો ઉપકારી મને તાહરો
કરી મ્હેલમાં મેં ઘણેરી મજા
હવે શાહ ઔરંગ! દે તું રજા
મક્કે હજ કરીને ભલે હું મરૂં
નહીં લોભ બીજો હવે હું કરૂં
હવે એજ છે જીંદગીની ઉમેદ
પછી તો ખુદાને ખબર સર્વ ભેદ
બધી રાજગાદી પિસરને દિધી
હવે તો જીગરમાં હકીકી લિધી.'
સુણી શાહ ઔરંગ ત્યાં બોલિયો
'ભલે ભેદ તેં અબદલા ખોલિયો
ન ખા નામવર તું દિલે કાંઇ ફાલ
તને જોઇ હું છું નિહાયત ખુશાલ
નિકળિયોછ તું જે બજાવા ફરજ
ખુદાવંદ મન્જાર કરશે અરજ
ભર્યો આશ આપેછ સૌની પૂરી
ખરા હાજીઓને* કરે છે નૂરી†
નથી નામવર તું દરજ્જે કમી
અરજ એક હુંબી કરૂંછું નમી
રહેવા મુલાકાત આ યાદગાર
ચહાઉંછ કરવા ભલું એક કાર‡

* હજ કરવા જનારા, † નૂરવાળા. ‡ કામ.

કરૂં અબદલા તાહરાથી સગાઇ
જીગરમાં નથી જાણ મારાં ઠગાઇ
પિસર તાહરાને કરૂં હું જમાઇ
મળે માહરાં વ્હાલની તો ગુહાઇ
ભલા અબદલા! શું તહારો વિચાર
ખુલાસો કરી દે જરા નામદાર.'
ખુશી અબદલા સાંભળી આ થયો
ખરેખાત હર્ષથી હળી તે ગયો
'હિયે શાહ ઔરંગ આ મ્હાન* માન
ખરો મુજ પિસરને ગણું ભાગ્યવાન'
પછી બોલિયો:—'નામવર તાજદાર
ઘણું પામિયું મુજ કલેજું કરાર
મહા-માન તેં આ મને આપિયું
સિનામાં અમર-છાપથી છાપિયું
થશે દીકરી તુજ સુખી મુજ ઘરે
ચઢાઊંછ તારો સુખન હું સરે
પિસર પર લખિશ તાકીદે હું હુકમ
નહીં મુજ હુકમ બ્હાર તેનું કદમ
મક્કે હજ થકી હું હવે જાઉંછું
બધી દીલની આશ બર લાઉંછું
અહીંથી લખું ખત પિસર નેકને
ઉપજશે ખુશી જોઇ હરએકને
નહીં છાંડશે તે તમારો હુકમ
તુરત આવશે રાહમાં દર કદમ
કરી આપજો નેક શાદી તમે
બખશજો પછી શાહજાદી તમે

* મોટું; મહાભારત.

મગર અર્જ છે એક મારી તદન
કબૂલો તમે કાશમીરે લગન
અબી રાજગાદી પિસર હાથ છે
નહી કોઇ તેનો તહીં સાથ છે
નહીં મંજલે દૂર આવી શકે
હુકમને તમારા બજાવી શકે.
અગર શાહજાદી સુણે આ સુખન
કરીશું અમે કાશમીરે લગન
અહીં રાજ છોડી અવાશે નહીં
અવાશે અગર તો જવાશે નહીં
સરસ કાશમીરે હવા ને પવન
થશે શાહજાદી તણો બા ચમન
હવે શાહ ઔરંગ દે તું હુકમ
શરણ છું તને હું ખુદાના કસમ'
સુણી શાહ ઔરંગ ત્યાં બોલિયો:
ખુશીથી હશી હોઠને ખોલિયો
'ભલા અબદલા શાહ ઓ તાજદાર
ન કર તું ફિકર તુંજ જિગરમાં લગાર
ખુશી સાથ બેટી હવાલે કરૂં
ઘણો ગર્વ એ કાજ મનમાં ધરૂં
કરીશ કાશમીરે ખુશીથી લગન
રહે બેફિકર અબદલા તું તદન
હુકમ તુજ પિસરપર અહીંથી લખાવ
અને જલ્દી તું કાશમીરે બુલાવ
અહીંથી સુખે શાહજાદી જશે
બહૂ ધામધૂમેજ સ્યાદી થશે
નથી હજ થકી હું તુને રોકતો
ધરાવીશ દિલમાં જરા શોક તો

સુખેથી હવે અબદલ્લા તું સિધાર
નહીં રાખ દિલમાં કશાબી વિચાર'
લખી અબદલ્લાએ પિસરની ઉપર
હકીકત બધી કે 'તમે જૂદતર
ઘણો લશકરી સાજ સાથે લઇ
તુરત કાશમીરે પહોંચો જઇ
થયા શાહ ઔરંગના છો જમાઇ
લખું છું તમોને ખુશીની વધાઇ
ઉતાવળ કરીને તમે આવજો
ઘણા જર-કસબ તંબુઓ લાવજો
લગન કાશમીરે થવાનો ઠરાવ
થયો છે, તમે નોંધજો આ બનાવ
ઉતારી લગનને સરનજામ પાર
જજો રાજગાદી ઉપર આબદાર.'
પછી અબદલ્લાએ કહ્યું શાહને
'હવે જલ્દ હું ચાહું છું રાહને
દિવસ તીસ કીધા અહીં મેં પસાર
ભૂલી રંજ પામ્યો ઘણો છું કરાર
હવે દે મને તાજવર તું રજા
ઘણી ભોગવી છે અહીં મેં મજા.'
રસાલો ઘણો સાથમાં આપિયો
દરજ્જો વળી મ્હાનમાં થાપિયો
ઘણી શાહ તેની મદારત કરે
નવાજી ઘણું માન દીધું ખરે
રવાના થયો અબદલ્લા, શ્હેરથી
ખિલ્યો ફુલ સમ ખાસ ખુશ ચ્હેરથી
ગયો સાથ થોડે શહા નામવર
મળી—ભેટિને દૂર કીધી નઝર

સવારો દિધેલા હતા ખુબ સંગ
મચેલો ઠઠેરો અજબ સાથ રંગ
સુરત શ્હેર સૂધી સવારો ગયા
ઘણું માન—અકરામ દેતા રહ્યા
વળાવ્યા પછી અબદલે તેમને
ઘણો આપિયો ગંજ બી એમને
સુરત શ્હેરથી માન સાથે વદા
કિધા અબદલાએ સવારો બધા
સુરત! હાય તારી દશા આજ શું!
ગયું આજ થઇ સર્વ તારાજ શું!
નવાબી ગયો દોર કયાં તાહરો
સમે ઉભરો કેમ ત્યાં માહરો
હતું એક મુંબઇ* સમૂં શ્હેર તું
ખુદાનોજ બેચેઇ કૈં કેહેર તું
ગયો દબદબો તાહરો કયાં અરે
દિવસ આજ કેવા શિહા તુજ સરે
દુ:ખી દીન તારા અરે શું થયા
દમામો સુરત! તાહરા કયાં ગયા
સુરત! ઓ સુરત! શી સુરત તાહરી
અરે ઉતરી શું મુરત તાહરી
અમલ છે કહાં ને કહાં છે દમામ
કહાં તે 'સુરત શ્હેર ગુલજાર' નામ
કહાં છે સુરતનાં સખી આજ રે
ગયા શું બધા થાઇ તારાજ રે
વજીફા અને જાગિરો કયાં ગઇ
અરે શી દશા આજ એવી થઇ
સુરત શ્હેર! તારી હતી નામના
હુંનરમંદ તારા હતા કામ ના

* તે વખતે મુંબઇ શહેર નહિં પણ માછીમારોનું ગામડું હતું.

કસબદોર તારા હતા કિર્તમંદ
વણુતકામ તારૂં હતું દિલપસંદ
સુરત! શેઠિયા ને અકાબર પુરા
ગયા કયાંહ તારા સખી ને શુરા
સુરત! તાહરી તે સુખી હાકમી
અરે આજ આપેછ કેવી ગમી
થયાં રેલ ને આગ તારી વિરૂદ્ધ
ગયું તેજ તારૂં, ગયૂં રૂપ–શુદ્ધ
સુરત! ઓ સુરત! હાય શી આ દશા
નથી આગલા કોઇ દોરો કશા
થયું આજ કેવું અરે મંદ તું
બચારૂં રિબે છે થઇ અંધ તું
બચાવે હજીબી ખુદાયા તને
પૂરી આશ ફુલ થાય તારી અને
હુનરમંદ તારા ખિલો દેશમાં
મળો જશ તને નેક ઉદ્દેશમાં
સુરત શેહેર! ગુલજાર તું તો હતું
સમે તે નહીં કોણુ સુરત જતું
સુરત! તું હતું એક સોનાં મુરત
બધાં કામ થાતાં તહીં તો તુરત
હતી રાજધાની નવાબી તહીં
વળી ખૂબ વ્યાપાર મોટો અહીં
નહીં તુજ સમૂં, કોઇ બંદર હતું
હતું–નહિં હતું–સર્વ અંદર હતું
અરે આજ કયાં છે તહારો દમામ
થયો બ્હાર ફુલ અસ્ત આજે તમામ
લખું રૂપ શું શાહજાદી તણું
સખુનની કહો ખાણ કયાંથી ખણું.

અજબ હુશ્નની તે કુમારી હતી
ખુદાએ અજબ કે ચિતારી હતી
જહાંમાં નહીં જોડ જેની મળે
મુખાર્વિંદ દેખી કલેજાં બળે
ગુલાબી હતા ખુબસુરત ખુબ ગાલ
હતો ગાલનો રંગ જાણે ગુલાલ
બરફની મિશાલે હતી બાજુઓ
ચલકતાં હતાં આંખનાં કાજુઓ
હતી તે ચમનની જ ગોયા પરી
ખુદાની હતી મ્હેર તેપર ખરી
નહીં હોય હોશાન એવું જગે
પમરતી હતી તે પરી હર રગે
હતું 'લાલારૂખ' નામ ખુશ તેહનું
મળે તે પરી, ભાગ્યોદય જેહનું
સરોવર સમૂં કદ, લટકદાર ચાલ
ખુશીમાજ રહેતી હમેશાં ખુશાલ
ઝવેરાતથી તે ઝુલાઇ જતી
અજબ જોબને તે દબાઇ હતી
હતી શાહજાદી અજબ નોજુવાન
કદાવર, ચપલ, શ્હેનશાહી નિશાંન
હતો શાહનો તે ઉપર ખૂબ પ્યાર
ઝનાને હતી લાડકી તેજ નાર
નહીં તે તણે કોઇ વાતે કમી
નહીં જાણતી તે કદીબી ગમી
પછી શાહ જ્યારે જનાને ગયો
ખુલાશો બધો અબદલાનો કહ્યો
સુણી શાહજાદી ખુશી ખૂબ થાઇ
સરસ શાહ સાથે બનાવી સગાઇ

પ્રથમ આપને હર્ષથી થઇ અગલ
'ભલા તાજવર! નેક કીધો અમલ
જઇશ કાશમીરે ખુશી સાથ હું
દઇશ તે જવાંનેજ મુજ હાથ હું
તહારા હુકમ પર સરો–જાન છે
પિતા તૂંજ મારો કદરદાન છે.'
થયો શાહ ખુશ સાંભળી આ સુકન
પછી બોલિયો:–'બહુ થયો છું મગન
ખુશી તાહરી સાંભળી આજ હું
ધરાઉંછ બેટી ખરી દાજ હું
દિવસ સાતમાં છે અહીંથી સફર
ખુદાપર ભરોશો હવે નેક વર
ગણું છું તને હું ખરી ભાગ્યવાન
ખરે પામી છે તું ખસમ આજ મ્હાન
શૂરો અબદલા છે ગયો હજ થકી
સદાનો થયો દૂર એ તો નકી
ખસમ સાથ તારો, હવે કર ચમન
ઇલાહી ઉપર રાખજે નેક મન
ખુશીમાંજ ભવ સર્વ ભરશે તહીં
ખસમ સાથ તું રાજ કરશે તહીં
સફર કાજ તું સજજ થા દીકરી
ખરો ભાગ્યોદય છે જ આ દીકરી
અમીરો અને ખંડણી રાજમાં
લખાવ્યુંછ મેં આવવા કાજમાં
સવારી અને લશ્કરોને લઇ
બધા આવશે એકસંપી થઇ
તુરત સજજ થા દીકરી તું હવે
રજા ચ્હાઉં છું તુજ થકી હું હવે."

કહી એમ શાહે લીધી ત્યાં રજા
બનાને મર્યા તે પળકથી મઝા
બધી બાંદિઓ–દાસિઓ થૈ ખુશાલ
પછી ચાલી રહી ત્યાં બધાંની ધમાલ
દિવસ સાત જ્યારે થયા તે પસાર
થયું સૈન્ય ઘોડે હરખથી સવાર
હતાં શાહને રાજ જે જે નમી
ફરજ આજ આવી બધાંની ગમી
બધા માનમાં શાહનાં આવિયા
સરસ એકથી એક ત્યાં ફાવિયા
નવાબો–અમીરો અને રંક–રાય
લાખો આદમીનો સમૂદય જણાય
હજારો હતા હાથિઓ ને સવાર
ઉભું પાયદલ તો ખરે બેશુમાર
હતા ઊંટ પર ગંજ બો લાધિયા
હજારો ઉભેલા હતા સાંઢિયા
ઘરેઘર ખુશાલી, દરે દર જમાવ
નહીં કોઇ તેવો ખુશીનો બનાવ
કુલે શ્હેરમાં ખુશ ખુશાલી હતી
સબબ લાલારૂખ ખૂબ વ્હાલી હતી
ઉભા લશ્કરો કુલ સરસ શસ્ત્રમાં
દિપીં દાસિઓ ત્યાં કસબ વસ્ત્રમાં
કુલે બાળકો–વૃદ્ધ કે જન જુવાન
ખુશીની હતી મૂખ પર સૌ નિશાન
ખુશાલી બધે ખૂબ જામી રહી
નહીં લેશ કે રજ ભાર ખામી રહી
દિવાલો અને હાંડિઓ દીપિયાં
ગરિબ રૈયતે ઘેરને લીપિયાં

દિસે મ્હેલને રંગ ખુશ આબદાર
મળે જોઇ આંખો તણે જે કરાર
બુરૂજ–કંગુરા પર ખુશિની નિશાન
બતાવે બધાંને ચમન ખાસ મ્હાન
મકાંનો અને મ્હેલ સાથે મિનાર
ઉભેલાં અજબ આપતાં કાંઇ બ્હાર
બધે ફૂલની તોરણોનો જમાવ
મધુર આપતો નેત્રને કાંઇ ભાવ
સરસ કસ્તુરીની સુગંધી વળી
હવામાં બધેબધ ખુબીથી મળી
મગજ આદમીનાં કરી ખાસ તર
ભરી આપતી ખુશ બધાનું જીગર
ઉભી ફોજ આખી જવાને સફર
હુકમ પર હતી શાહ કેરા, નઝર
'હુકમ શાહ ઓરંગનો કયાર થાય'
જીગરમાં હતી સર્વનાં આશ આય

* * *

પછી શાહજાદી બની સજ્જ જ્યાર
ગઇ ભેટવા શાહને તાજદાર
તહીં હર્ષથી ભેટિયો ખાસ શાહ
'ઇલાહી હવે રાખશે તુજ નિગાહ'
સરે હાથ મેલી દુવા બોલિયો
પછી હારનો ગાંઠ ત્યાં ખોલિયો
કહ્યું:–'કીમતી લે રતન આય છે
ઘણા લાખનું મૂલ અંકાય છે
ખરિદયાં હતાં લાખ દે મેં પચાસ
કરૂં છું તને ભેટ હું આજ ખાસ

ઘણુા કીમતી મોતિઓ સંગ છે
હિરાના વળી કેંક તો નંગ છે
હમેશાં ગળે તાહરે રાખજે
અને નામ મારૂં સદા ભાખજે.'
ઘણાં હેતથી ઓળવીને ગળે
પછી બોલિયો :–'જીવ મારો બળે,
નહીં રાજ-જંજાલ મુજને હતે
જરૂર સાથ હું તાહરી આવતે
ખુદા થાય તારો સદાનો રફીક
છૂપો જે ગની કે ગદાનો રફીક
હવે શાહઝાદી સુખે થા વદા
ગમોનાં ચશમ તું ન જોતી કદા*
બધા બંદુબસ્તો થશે બેફિકર
જિવશા કેમ બેઠી હવે તું વગર
ફદલખાન નામે શૂરો છે અમીર
દયાળુ સખી ને નકલબાજ, ધીર
બધી ફોજ તેને હવાલે કરી
ન કર તું ફિકર કોઇ વાતે જરી
બધી રાહમાં તે સદા સંગ છે
વળી દબદબા બાજ બળ, અંગ છે
હુકમ મેં કર્યો છે બધા વાતનો
રસાલો ચુનંદો દિધો સાથનો
હવે બેફિકર માતની પાસ જા
મળી લે હવે તેહને તું જરા'
કહી શાહ ઔરંગ ત્યાંથી ગયો
હરખ શાહજાદી તણે બહુ થયો

---

* કદી.

અજબ હુશ્ન જોબન મચેલું હતું
રબે નૂર તેનું રચેલું હતું
પછી શાહજાદી મળી માતને
બધાં બેશિઓને અને સાથને
ખુશીથી ખિલી માત ત્યાં તેહની
રજા માગતાં બેટિએ એહની
ઘણા આશિષો હર્ષ સાથે દિધા
વળી બોધબી કંક સારા કિધા
ફરજ શીખવી નેક, ભરથારની
"ધણી ધાન છે ધાર તલવારની
ખબરદાર રહેવું ઘટે નારને
ખસમના પુગે તોજ તે પ્યારને
બુબખ બાયડીનો દુ:ખી છે ધણી
ખમે તે ખસમ આફતો બી ઘણી
ચતૂરા ચતુર હોય ભરથારની
ફિકર તેહને નહિજ તલભારની
અગર શાહ—સુલતાન કે હોય રંક
સુખી છે ધણી, બાયડીથી નિ:શંક
ખબરદાર રહેવું સરો—જાનથી
હમેશાં વરતવું વળી માનથી
ભૂલે ભામિની જે ફરજ—વાતને
થશે વશ નકી તે બુરી ઘાતને
ભલી ભામિનીની જગે છે ભલાઇ
સતી નાર પદ્દિ ગ્રહે છે સવાઇ
ખુદા ને ખસમ જે સરીખા ગણે
મળે સૃષ્ટિનાં સૂખ તેને, અને
ભલી નામના નારિમાં સર્વ થાય
ભલા ગૂણ તેના ઘરોઘર ગવાય

સબબ, દીકરી તું થજે નેક નાર
પતીનો ખરો ખેંચજે દીલ-પ્યાર
ઉમેદો બધી તો જ ફલશે નકી
મુરાદો બધી તો જ મળશે નકી."
પછી ગોદમાં દીકરીને લિધી
કિસી પ્યારથી એક પોતે કિધી
નિરો હર્ષનાં નેત્રમાં આવિયાં
ખરી માતનાં ચિન્હ બતલાવિયાં
જનાને બધે શાહજાદી મળી
ફરી બાપ પાસે ઉમંગે વળી*
પછી શાહ ઔરંગ ત્યાં બોલિયો
"ભલો દીકરી દીન તુંજ ખોલિયો
સફર દૂર છે, તું દુઃખી નાં થતી
ખુશીમા જ રહેજે અહોનિશ અતી
દિવસ સાઠની છે સફર જાણ આ
મગર બખ્તનું નેક મંડાણ આ
જિગરમાં હવે ધારજે દીકરી
ખુશી થાઇ સીધારજે દીકરી
મળે માર્ગમાં ખૂબ તુજને મજા
દઉં છું હવે નેક બેટી રજા."
બધી દાસિઓને કિધો ત્યાં હુકમ
'સદા રાખજો સાથ એની કદમ
સફરમાં નહીં લેશ બેટી મુઝાય
હુકમ સખ્ત તમ માનજો ખાસ આય'
બધી બાંદિને બક્ષીશો બી દિધી
જગા પાલખીમાં ખુશીથી લિધી

* આવી.

ઉભો શાહ પોતે બની આબદાર
કહ્યું કે 'ચલાવો સિપાહો સવાર.'
સવારી પછી શ્હેરથી નીકળી
ખુશાલી અને લ્હેરમાં ઉછળી
નહીં ઠાઠનો તો હતો કાંઇ પાર
બધાં જન ઉલટમાં હતાં બેશુમાર
રહ્યું ગજમજી તે લડાયક શહેર
નહીં કોઇને કોઇ કેરી ખબર
ખુશીના જ સાદો બધાં સાંભળે
ગમી ઉતરે કોઇને ના ગળે.
સિપાયો લડાયક અમીરો બધા
અને સાહુકારો વજીરો બધા
ગયા પાદરે શાહ સાથે તહીં
ગમી કોઇ વાતે હતી ત્યાં નહીં
સૌ દેશના રાય-રાજા હતા
લડાયક વળી મસ્ત-તાજા હતા
ગયા શાહનાં માનમાં તે બધા
શૂરા રાય શું, શું ગની કે ગદા
હતી હાથિઓની હારોની હાર
સિપાહો તણો તો કશો ના સુમાર
અજબ દબદબો શાહ કેરો હતો
ખુશીથી ખિલેલો જ ચ્હેરો હતો
હતો હાથિની પીઠ પર તે સવાર
ચમરદાર ઊભા હતા આબદાર
હતી સર્વ કંચન-હિરાથી જડી
ઝુલેલી દિશા ચાર મોતી લડી
હતી બેમુલી ખાસ અંબાડિ તે
પ્રસંગેજ વપરાતિ-નહિ દહાડિ * તે

*દરરોજ.

કસબ ઝર ઝરી સાથ કિનખાબ ખાસ
જડેલાં હતાં બેમુલાં—બેકિયાસ *
હતો શાહ-ગજ† ખાસ સણુગાર-પૂર
અજબ દબદબો ને અજબ કાંઇ નૂર
હતો ભિક્ષુકે કોટ કુલ ઘેરિયો
ફકીરો ઉપર ગંજ ખુબ વેરિયો
સવારી તણું શું કરૂં બ્યાન હું
નથી કૈં કવિરાજ—વિદ્વાન હું
બધી ખુબસુરત સાહિલી હર્ષથી
અતી માન-સન્માન ઉત્કર્ષથી
ભલી શાહજાદી તણે આપતી
અને લોક પર છાપ શુભ છાપતી
નવાબો-અમીરો કરી ખુબ દમામ
હતા આવિયા સાથ લશ્કર તમામ
ફદલદિન જનાના તણો જે મુખી
કદાવર, ફુલેલો અને જે સુખી
સવારી તણો આય સરદાર તે
મચેલો હતો ખૂબ જરદાર તે
હતો શાહનો તે ઘણો માનિતો
અને જન બધાંને વળી જાણિતો
બધી સાજવારી તણી ધુમધામ
ટકેલી ફદલદીન ઉપર તમામ
જહીં પાલખી લાલારૂખની હતી
તહીં ભીડ એવી મચેલી હતી
નહીં ટાંચણીબી જમીંપર પડે
ઉભેલું પગે લોક એવું ખડે

* ખયાલ ન આવે. † હાથી.

અમીરો હતા અશ્વપર કુલ સવાર
હતી હાથમાં એક સરખી કટાર
નવાબો હતા દબદબે ખાસ પૂર
સબબ કે હતો શાહ પોતે હઝુર
નવાબો–અમીરો પ્રથમ ચાલતા
પછી લશ્કરીઓ સુખે મ્હાલતા
પછી દાસ–દાસી કદમ–દર–કદમ
ખુશીના પુકારા કરીને બહમ
બધાં સરઘસે રંગ પૂરી સરસ
દીપી રહિ–દિપે જેમ હૂરી સરસ
પછી પાયદલ ફોજ ચાલી રહી
જગા વ્હેંતભી નહિંજ ખાલી રહી
સવારો ચુનંદા પછી આવિયા
સરસ રંગના વાવટા લાવિયા
પછી શાહ–ગજ ચાલયો ટેકથી
પુકારો થયો જોઇ દર એકથી
પછી શાહજાદી તણી પાલખી
ખુશીમાં હતી તે હુરી–બાળકી
પછી ખાસ સરદાર તે ફોજનો
ગણાતો હતો જે ઘણાં બોજનો
હતું નામ જેનું ફઝલદીન નેક
કદાવર હતું તેહનું અંગ એક
હતો અશ્વ પર તોય થયલો સવાર
સિપાહો હતા સર્વ તે પર ઉદાર
પછી ગંજથી લાધિયા ઊંઠપર
સર્વ રૈયત તણી ત્યાં નઝર
જમાઇ થકી આ હતું ખાસ પદ
ગણાઇ નહીં કોઇથી લેશ હદ

હતો હાથિઓ પર જરો-માલ પૂર
કરોડો તણો તે ખઝાનો જરૂર
વળી ગંજ સાથે હતાં ખૂબ શસ્ત્ર
વળી શસ્ત્ર સાથે હતાં ખૂબ વસ્ત્ર
વળી વસ્ત્ર સાથે હતા કં ગુલામ
સિપાહો વળી દાસ-દાસી તમામ
પછી તંબુઓની મચી ભાઇ હાર
પછી ચાલિયાં ટટ્ટુઓ બેશુમાર
પછી સર્વ ખોરાક-પોશાક પૂર
પછી સર્વ વાજિંત્રના નેક સૂર
પછી કુલ લડાયક હતો ખાસ માલ
પછી ખાનસામાં, બતી ને મસાલ
હતી એમ આખી સમારી સફર
અજાયબ બની જોઇ સૌની નઝર
થયાં શ્હેરથી સર્વ જ્યારે પસાર
થયો શાહને ખૂબ તેથી કરાર
વળાવી ઘણાં વ્હાલથી પાદરે
વળ્યો શ્હેરમાં શાહ બહુ આદરે. *

*　　*　　*

નિરખ ચિત્ર બીજું તું ખુશાલ
લખું વાત તેની હવે હું વિશાલ
પુગો અબદલાના પિસરનો† હુકમ
ખુશીમાં ખિલ્યો શાહ તે દમ-બ-દમ
સફર સફ સમારી તુરત ચાલિયો
પ્રથમ કુંશ્મીરે તેજ જઇ મ્હાલિયો $

---

માનથી. † બુખાર્યાના શાહને $ શાહજાદી કાશમીર પૂગે તે અગાઉ જાદો ત્યાં પૂગો.

હજી શાહજાદી હતી રાહમાં
પડયો શાહ તેના હવે ચાહમાં
બુખેર્યા હતો શાહનો સર્સ પ્રાંત
હતું રાજ તેનું ઘણું ત્યાં નિરાંત
નહીં શત્રુઓનો કશો કોઇ ડર
હતી રાજગાદી સદા બેફિકર
અમલ પર હતો શાહ તેનો જવાન
પિસર અબ્દલાનો, અમીરી નિશાન
સરસ મખમલી તંબુઓ ઠોકિયા
અને ટેકડા નામિચા રોકિયા
હતો તે જવાં શાહ મોટો કવિ
કવિતા રચી રોજ દેતો નવી
અજબ શાયરી ભાઇ તેમાં હતી
નકલમાં નહીં ચીજ ખાલી જતી
હતું નામ આબાસ તેનું સરસ
હતાં ત્રીસ પર પાંચ તેને વરસ
હતો શાહ આબાસ શૂરો ઘણો
લડાયક, બહાદૂર, પૂરો ઘણો
વિચાર્યું દિલે કે "હજી દૂર છે
અજબ શાહજાદી નકશ-હૂર છે
સવારો પછી ચૂંટિયા બે હજાર
ઉલટ માન દેવા કરીને વિચાર
'તમે સર્વ ઇસ્તેકબાલે બધા
જવાને થજો આજ ત્યાંથી વદા
ભલી શાહજાદી તણા માનમાં
સફર સફ સમારો બિયાબાનમાં
ઘણી ઇજ્જતે આંહિ લઇ આવજો
પરી ચહેરને પૂર હરખાવજો'

કહી તેમને ત્યાં રવાના કિધા
સિપાહો-સવારો ચુનંદા દિધા

*  *  *

હવે તે તરફ શાહજાદી સફર
ઉમંગે કરી રાખતી ખુશ જિગર
હતી સાઠ દહાડા તણી તે મજલ
મગર સૈન્ય સાથે હતું જે સબળ
ઘણી ધીરથી ચાલતું તે હતું
વળી મંજલે-મંજલે થોભતું
ફૈદલદીન કરતો હુકમ સર્વમાં
ગરક તે હતો તાણમાં-ગર્વમાં
બધી વાતર્ના રાખતો તે તલાસ
નહીં કોઇ વાતે જરાબી કચાસ
સફરમાં થતો દીન જ્યારે ખલાસ
સમે રાતને તંબુઓમાં વિલાસ
શિતલ ઠામમાં છાવણી નાખતો
અને ખૂબ ત્યાં ચોકશી રાખતો
વળી બામદાદે થતી તુર્ત કૂચ
વટાવી નદી પહાડ પર્વત ઊંચ
દિવસ સાઠ જ્યારે થયા ત્યાં પસાર
બની શાહજાદી ઘણી બેકરાર
"થશે કયાર પૂરી સફર આપણી
મળે કયાર મૂરાદ બર આપણી
હતી સાઠ દહાડા તણી આ સફર
હજી કેમ આવ્યું નથી તોય ઘર."
મનાવે બધી સાહીલી તેહને
મગર ધીર આવે નહિ એહને

'હજી તો સફર અર્ધ છે આપણી
ઘણી ફોજમાં ગઈ છે આપણી
અગર હોત સાથે છડા જો સવાર
સફર થાત આજે નકી ધાર પાર
હજી અર્ધ મંજલ રહી છે હવે
જશું જલ્દ જાણો સિતાબ્બા થવે
ફ્દલદીન પોતે કરે છે ફિકર
થશે શાહનો ખોફ મોટો અગર
ભલી શાહજાદી જરા ધીર ધર
ખુશીમાં બધૂં ભેળ તારૂં જિગર
વધાઇ વળી એક બીજી બની
સખી છે ખરેખર તહારો ધણી
તને માન દેવા ચુનંદા સવાર
સરસ આવિયા આજ છે બે હજાર
ફ્દલદીન તેની મદારત કરે
અને કેમ ગમ એમ આજે ધરે'

ખુશી સાંભળી થાઇ એવી ખબર
મગર શાહજાદી હજી બેસબર
બનેલી હતી-પ્યારની લેહમાં
પડી શાહ આબાસનાં નેહમાં
અધીરી પડી કે જડે કયાર પ્યાર
પડે તોજ સીને જરાબ્બા કરાર
સિપાહો ખુશીમાં અજાયબ હતા
તમાશા અને નાચ રંગો થતા
નહીં ભાવિયું શાહજાદી તણે
બિચારી દિવસ આંગળી પર ગણે
હતું તેહને જે ખરૂં ભાવતું
નહીં કોઇ સન્મૂખમાં લાવતું

અધી મોજથી તે હવે તો ધરાઇ
હતી તેણીને વાહલી આશનાઇ
હતો શાહ આબાસનો ખાસ ખ્યાલ
'હશે કેવો નેક ચ્હેરો ખુશાલ!
હશે નાક કેવું વળી આંખ-કાન!
હશે શું મધુરી મ્હોડે જબાન!
હશે હાબ કેવો વળી શું દમામ!
હશે દબદબો ટેક સાથે તમામ!
હશે શાહનો ચ્હેર ખુશચ્હેર કે?
હશે શાહમાં ખૂબ શું મ્હેર કે'?"
દિવસ–રાત એવા હતા ખાસ ખ્યાલ
પછી દીલ કયાંથી રહે તે ખુશાલ!
'પુગું કયાર હું કાશમીરે અરે
અને કયાર કર* શાહ મારો ધરે.'
ફિકરમાં બધી સાહિલિઓ પડી
નકલ કોઇ ત્યાં તેમને નહિ જડી
અને શાહજાદી અગર જો ખુશાલ
રહે સાહલિઓ શુખી બેમિશાલ
સબબ શોધતાં સર્વ તેની નકલ
મગર કોઇ તેમાં ન થાયાં સફલ
સરોવર કિનારે પડે જ્યાર રાત
કરે સાહલિઓ નકલબાજ વાત
નદી પર સવારી કદી શોભતી
મગર શાહજાદી નહીં લોભતી
નહીં કોઇથી બી ખુશી તે થતી
જિગરમાં ફકત એક આશા હતી

---

* હાથ.

'મળું શાહ આબાસને ક્યાર જાઇ'
અધીરી હુરી દીલથી એમ થાઇ
વડી સાહિલી નામ જેનું ગુલાબ*
હતું, તે થતી એમ દેખી કબાબ
'સિફ્ત શી કરૂં કે ભુલે આય ગમ
મૂકે કૅશ્મીરે જ્યાં સુધી નવ કદમ'
ઉભેલી હતી કાંઇ કરતી વિચાર
પડેલી ગમીમાં દિઠી બાઇ જ્યાર
બિજી એક બોલી ઉઠી તુર્ત ત્યાર
અહીં આવિયા જે 'બકારી' સવાર†
સરસ તેહમાં એક છે આબદાર
ઘણો ખુબસુરત મર્દ ને હોશિયાર
અઝબ તોરથી તે ગીતો ગાય છે
જિગર ખુશ બનીને ચકિત થાય છે
નથી દિલ્લીમાં કોઇ એવો કવી
અજાયબ સુણાવેછ રાહો નવી
અગર શાહજાદી સુણે તેહને
ખરેખર ખશાડે નહીં એહને
રજા હોય તારી અગર જો મને
કરૂં એક સંજોગ તેનો બને'
વડી સાહિલી આ સુણીને વચન
જિગરથી બની ખુશ બતી થૈ મઘન
ચતુરા હતી તે ભણેલી ઘણી
વળી વાહલી, શાહજાદી તણી
ફુદલદીન પરખી હતો છાપ ખાસ
ફુદલ તેણિના બાપનો એક દાસ

* લાલારૂખની વડી સાહિલી ગુલાબ એક મોટા દરજ્જાવાળા અમીરની બેટી હતી. † શાહ આબાસે મોકલેલા સવારો.

ગુલાબે કરી તે પછીથી તપાસ
ઠરી વાત તે તો ખરી આસપાસ
સવારો હતા આવિયા બે હજાર
ચુંટેલા ચુનંદા ઘણા ઓસ્તવાર
હતો તેહમાં એક મોટો કવી
સરસ ગાય રાહો હમેશાં નવી
ફરામર્ઝ તેનું હતું નામ નેક
નમનતાઇ સાથે ખુબીમાં દરેક
હતો મર્દ ભરપૂર ને નૂરવાન
મધૂરી હતી કૈં અજાયબ જબાન
'સુણે શાહજાદી અગર આ અવાજ
ભુલે શાહ આબાસની કાંઇ દાજ'
ગુલાબે કર્યો એમ દિલમાં વિચાર
ફ્દલદીન પર મોકલીને સવાર
ફ્દલ આવિયો જ્યાર હાલ હાલ ત્યાં
સમજિયો 'થયો કાંઇ બેહાલ ત્યાં'
છૂપી, શાહજાદી તણી થાઇ વાત
પડી તેણિની છે ખુશાલી પછાત
ખુલાશો ગુલાબે કિધો માનથી
ફિકરમંદ થાયો ફ્દલ જાનથી
પછી પૂછિયું 'કેમ એનો ઇલાજ
કરે જે થકી નામવર ખાય દાજ
સફરનાં દુઃખો છે ઘણાં રંજબાજ
નથી કોઇનો કાંઇ તેમાં અવાજ
બધાં સૂખમાં નામવર જાય છે
અરે તોય મુંઝવાય–ઘભરાય છે?
ગરીબો તપે તાપમાં ત્યાર કેમ?
સુખીને દુઃખીની કદર નહિ જ એમ!

પછી બોલિયો 'ઓ અમીરન ! સબર
જરા ધીર તારાં જીગર માહ્ય ધર
કમી આય એની થવાને ગમી
નકલ કાંઇ શોધું જરા હું થમી
થવા દે દિવસ ચંદ એવા પસાર
સિતાબી સફરમાં કરૂં અખ્તીયાર
ગુલાબે કહ્યું તે ઝરૂખે વશી*
'ફિકર નામવર તું ન કર હ્યાં કશી
નકલ એક શોધીછ મેં હ્યાં નવી
બકારી સવારો મહીં છે કવી
ફ્રામર્ઝ છે નામ તે નેકનું
શકે છે જીતી દીલ દરએકનું
અજાએબ ગાણું સુણાવેછ તે
દુ:ખીનાં દુ:ખો બી ભુલાવેછ તે
અગર શાહજાદી સુણે એહને
ખરેખર ખશાડે નહીં તેહને
કરે ગાયને વાત કેરાં કથન
જીતી લેછ સૌનાં ઘડી માંહ્ય મન
ફ્રદલદીન ! આપે અગર તું રજા
મળે શાહજાદી તણે આ મઝા
વળી આ સફરબી સલામત કપાય
અને આ મટી રંજ, રાહાત થાય
અગર તુજ તણી હ્યાં રજા જો મળે
બધી દીલ કેરી ઉમેદો ફળે
અગર શાહજાદી ધરે જો ગમી
અને થાય નહિ દુખ તેનું કમી

* બેસી.

સફરમાં ઘણી મુસ્કિલો પામશું
ખુદાને ખબર કે કહાં ધામશું
બચારી બની છે બહુ બેકરાર
ફદલદીન ! તેને કરી લે વિચાર
અહીં શાયજાદી મધન થાય છે
અને કુલ ગમી ર્બા ટળી જાય છે
થશે આ સફર બી ખુશીથી પૂરી
મુઝાશે ન તો જાણુ નાહક, હૂરી
ચઢાવી અફીણુનીજ ગોટી હતી
ફદલદીનની સૂર્ત રોતી હતી
'બકારી સવારો મહીં હોય એક
ફરામર્ઝ નામે, ગુણોમાં દરેક
વળી દીલ જેથી ઘડીમાં જીતાય
અજાયબ હકીકત સુણી આજ આય
નથી ખાતરી માહરી હ્યાં થતી
સબબ વાત તું મેલ એવી જતી
શુકન તાહરો મેં નથી તોડિયો
મગર આજ તારો નથી જોડિયો
હશે કોઇ નામી, નકામો સવાર
હવઇ એવા દે તજી તું વિચાર'
ફદલદીન પાછો પડયો લ્હેરમાં
ઘડીમાં ખુશી ને ઘડી કેહેરમાં
હશીને ફદલદીનના હાલ પર
વડી સાહિલીએ કહ્યું 'નામવર
ફિકરમંદ તું શા થકી થાય છે
સમો નામનાનો વહી જાય છે
ખબર થઇ અગર રાહના રંજની
નહી રાખવી આશ તેં ગંજની

થશે શાહ ઔરંગ તુજ પર ખફા
સબબ તું કરી નાખ એને સફા
અમે એક દહાડો લઇશું તપાસ
નકર આપીશું ત્યાં રજા દાસ પાસ
ઘણી સાંભળી છે ખુબી તેહની
સબબ આશ છે મુજ તણુ એહનાં
અજાયબ હુનરથી વજાડે ગિતાર
સુણી થાય ગમ દૂર થૈને કરાર
સબબ હોય જો હ્યાં રજા તાહરી
કરૂં હું ખુશીનું પછી માહરી'
સુણીને અફીણી તહીં બોલિયો
ઉઠીને જરા પેહલાં ડોલિયો
'જનાને અગર પારકો મર્દ જાય
અને આ ખબર શાહને જાઇ થાય
દઊં તાજવરને પછી શું જવાબ ?
મને આપ તેનો પ્રથમ તું હિશાબ ?
બુખેર્યાં સુધી આ હકીકત જશે
પછી હાલ શું બોલ મારા થશે!
નથી નીચ તું, નાર કુલવાન છે
ખબરદાર છે તું, ન અંજાન છે
પછી કાં' કરે છે અરે એમ વાત
વિચારો બધા નાખ તારા પછાત
ખબર શાહને થાય આ વાતની
નકી રાખવી આરજુ ઘાતની
જનાને નહીં પારકો મર્દ જાય
નકી શાહને ખાસ અપમાન થાય
ન આ શાહજાદી તણુ આપ ખ્યાલ
વિચારી પછી ચાલિયે સર્વ ચાલ

મને શાહનો ફકત છે એક ડર
ન કર ત્યાં રજા દેત હું બેફિકર"
અમીરી ગુલાબે કહ્યું: 'એ ફહલ!
બધી વાત છે તાહરી આ અહલ
નથી કોઇ વાતે જરાબી ખલલ
વિચારી મગર નેક કર તું અમલ
બની બાવરી શાહજાદી ઘણી
ફિકર રાખ તારાં દિલે તે તણી
સફરમાં બધું ચાલિયું જાય છે
અહીં આજ તું સર્વનો રાય છે
મનેબી બધી વાતનો ખ્યાલ છે
મગર રંજનો સ્હેલ આ તાલ છે
જનાના તણી તું ફિકર કાં કરે
બધો લઉં છ જોખમ મ્હારે સરે
નહીં લેશ અપમાન તું જાણ થાય
બધા લઇશ સાબૂત તેના ઉપાય
રજા આપ તું આવતી રાતથી
અને બેફિકર રહે આ વાતથી
મલાઝો જનાના તણો રાખશું
અને ગુપ્ત રીતે મઝા ચાખશું
નથી આ બિયાબાનમાં કૈં રમત
સબબ જાણ શોધું છ એવી ગમત
હશે નામવર તાહરી જો મનાઇ
બધી આવશે એક દહાડે તવાઇ
નથી છોડતી શાહજાદી ગમી
સિફતથી અમે તે કરીશું કમી
અમારી સિફતમાં મદદગાર થા
કરી લે હવે દીલ મોટું જરા'

સુણી સાહિલીની બધી જ્યાર વાત
અફીણી પડયો બાપડો ત્યાં પછાત
નહીં તેહનું ત્યાં કશું ચાલિયું
જુઓ દીલ નરમાસથી વાળિયું
કયા કામ થાયાં નથી નારથી ?
ડરી છે કહી નાર કહો હારથી ?
સિફ્ત નારમાં' તે નથી મર્દમાં
ઉલટમંદ છે એ કઠણ દર્દમાં
નહીં નારને મર્દ પૂગી શકે
બુબખ લોક આડું નકામું બકે
ફ્હલ ઝૂમમાં પેહલાં ડોલિયો
બચારો પછી તો નમી બોલિયો
"ખરાં દીલથી છે ખુશી તાહરી
હવે આડ લેતો નથી માહરી
ખુશીથી ફ્રામર્ઝને તું બુલાવ
અને ગીતનો સ્વાદ તેનાં ચખાવ
મગર રાખજે તું મલાઝો ઘણો
ઝનાનાને લાયક તવાઝો ઘણો
ઝરીનો તમે નાખજો એક ચર*
પડે પારકાની ન જેથી નઝર
ફ્રામર્ઝને નહિ પડે આ ખબર
ઝનાનો સુણે છે મહારો હુનર
હવે જા, તને છે મહારી રજા
કરો સર્વ મન ચાહિ તમના મજા'
હતો તે સમો એક ખુશ રાતનો
ઘડાયો અજબ ઘાટ રાહાતનો

* પડદો.

ગયો તે અપ્રીણી પછી સેજ પર
પડયો ફેરૂની નિંદમાં બેખબર
થઇ રાત જ્યારે ખુશીમાં પસાર
પડી એક બીજી મુબારક સવાર
નહીં શાહજાદી હતી ચેનમાં
હતો એક બસ ખ્યાલ દિલ-રેનમાં
વડી સાહિલીએ કહ્યું તેટલાં:-
"ગમીમાં દિસો છો તમે કેટલાં !
દિવસ ચંદમાં સર્વ ફળશે ઉમેદ
નકામો કરો તમે કાંય ખેદ !
તમારી ખુદા આશ બર લાવશે
ખુશીનાજ દહડા હવે આવશે
ગવૈયો અહીં આવિયો એક છે
સરસ રૂપનો ને ઘણો નેક છે
હુનર ઉમદાની ખબર છે ઘણી
સુરીલું ગળું, કંઠ જાણે મણી
તમારો અગર થાય મુજને હુંકમ
કરૂં આજ હાજીર એને કદમ
ગમોને ભુલાવી કરે છે સુખી
થયાં છે સુખી, સાંભળીને દુ:ખી."
સુણી સાહિર્લાના બધા આ સુખન
કહ્યું લાલારૂખે 'દુ:ખી આય મન
ધરાવેછ આશા હવે એકની
કરે છે દુ:ખી, વાત દર એકની
જિગરમાં હવે ફકત આ આસ છે
ખસમના દિદારની જ બસ પ્યાસ છે
મને મેળવે તે ખુદાવંદ કયાર
જીગર પામશે તોજ મારૂં કરાર

જબર દસ્ત જોબન કરે છે હલાક
મિનિટ એક તે એક જાણે કલાક
અને એક કલાક—તે એક વર્ષ
કહો શું પછી મુજ તણે હોય હર્ષ ?
હતી આ સફર માત્ર દિન સાઠની
પડી છે હવે થઇ કઠણ પાઠની
ખુદાને ખબર ક્યાર પૂરી થશે
અગર આશ મારી અધૂરી જશે
ખસમ માહરો ત્યાં પ્રથમ આવશે
ખુરૂં દીલમાં કેટલું લાવશે
નથી કોઇ વાતે હવે હું ભુખી
ખરો હાલ આજ મારો દુઃખી
હિયે જો ખુદાવંદ કે પાંખ, પર
ઉડીને કરૂં વાહલા પર નઝર
ન કર પાસ મારી હવે કોઇ વાત
દુઃખી જાય છે માહરા દીન—રાત
ભુખી હું નથી કોઇનાં ગીતની
ભુખી છું ખસમની ખરી પ્રીતની."
વડી સાહિલીએ કહ્યું: "સાંભળો
કરો જીવ કાં' એટલો આકળો
હવે જે વખત જાય તેમાં ખુશી
બધી નાખશે દિલગિરીને ભુશી
દુઃખી છું તમોને દુઃખી જોઇને
ખુશાલી નથી ભાવતી કોઇને
તમે જો સુખી તો સુખી છે બધાં
તમે જો દુઃખી તો દુઃખી છે બધાં
મનાવો જિગરને દિલાશો ધરી
કિનારે હવે આવિયાં છે તરી

તમારૂં હશે તે તમારૂં થશે
નહીં હાથ તે પારકાંને જશે
ખુદાએ લખ્યાં સર્વ પર નામ છે
બધા માનવી માત્ર બેફાંમ છે
થવાનું કદી ચૂકવાનું નથી
નસીબ કોઇને મૂકવાનું નથી
લલાટે લખેલા હશે જેહ લેખ
નથી ચૂકવાની રતી ભાર રેખ
સફર છે રહી બસ દિવસ બારની
ફિકર ખાવ છો કેમ દિલદારની
સફરની નથી રંજ તેને ખબર
થવાની નથી કાંઇ જૂદી અસર
સફલ કુલ તમારી થશે આશ બર
ખુદા પર ધરો નેક બાનું સબર
જગે ગીત છે તે ગમીનો ઇલાજ
અજબ એ ખુદે છે મધૂરો અવાજ
નથી રાગદારી અમલ કોઇ બદ
ખરી સંગિતે ખુદરતી છે મદદ
ફરામર્ઝ એવું સરસ ગાય છે
ખચિત દીલ ખુશ ખુશ બધૂં થાય છે
ખુબી તે ધરાવેછ એવી સરસ
છિમાતી નથી આપણી ત્યાં તરસ
વળી સાથ તેમાં કહી સર્સ વાત
ખુશીમાં પૂરી તે કરાવેછ રાત
સબબ, એટલી તું કબૂલી અરજ
ભલી શાહજાદી ! ગમીનું કરજ
કરી દે હવે જલ્દ વ્હાલી અદા
ખુદાવંદ દેશે ખુશાલી સદા

નહીં જો તને ગીત તેનાં ગમે
સુએ વાલિશું તે ગવૈયો અમે
મગર છે મને ખાતરી એહની
કદર બૂજશે તું નકી તેહની
ફકત એક વખ્તે લઇશું તપાસ
મને હ્યાં હુકમ બક્ષ તું આય ખાસ"
બહૂ જીદ દેખી કહ્યું કે 'અગર
ખુશી છેજ તારી—ગમે તેમ કર
અરે ગીત તે મીતમાં શું કરે!
મગર કોણ તારી જબાંને ધરે!
ફકત એક વખ્તે લઇશ હું તપાસ
પછી કામ મારૂં ગણિશ હું ખલાસ
ફદલદીનને આપજો આ ખબર
સુણુ આવિને તેહનો તે હુંનર
ઝનાને છુપાઇ સુણીશું બધાં
ખરૂં તોલ તેનું કરીશું બધાં
ફરામર્ઝને પાડવી નવ ખબર
ફદલપર પડે ફકત તેની નજર
ફદલદીન કાજેજ તે ખાસ ગાય
તમે આપજો તેહને ખ્યાલ આય'
અમીરા ગુલાબે ફદલદીન સાથ
તુરત ગુફતગૂનો ચલાવ્યોજ હાથ
"તમે હાજરી આપવી આજ ખાસ
કરાવી ફરામર્ઝની બી તપાસ
હુંકમ લાલારૂખનો થયો આજ છે
બધી ધૂમ આ માહરે કાજ છે
ફરામર્ઝને આ થવી ના ખબર
ફદલદીન પર રાખવી સૌ નજર

મગર માહરી છે ખરી આશ એમ
છુપાવી શકીશું બધી વાત કેમ!
ફરામર્ઝને ખાનગીમાં કહો
'તમે રંજ થોડી વધારે સહો
ભલી શાહજાદી થકી થાય આય
સબબ શૂરથી પૂર ભરપૂર ગાય.'
ફદલ બોલિયો કે 'ખરી વાત છે
મળે સૂર તો રંજ રાહાત છે
ફરામર્ઝને હું કહિશ સર્વ ભેદ
તમે રાખજો માહરી પર ઉમેદ
રહો બે ફિકર ઓ અમીરા ગુલાબ
કરૂં છું હવે કામ આ હું સિતાબ.'
ખુશી સાથ ત્યાંથી ગુલાબે રજા
લિધી કે હવે રાતનાં છે મજા
'ભલી શાહજાદી ભૅલી સર્વ ગમ
ખુશાલી ઉપર મેલશે નિજ કદમ'
ખતમ થાઇ દહાડો પડી જ્યાર રાત
ફદલદાન આવ્યો ફરામર્ઝ સાથ
હતો તંબુ તે શાહજાદી તણો
ઘણો કીમતી ને કુશાદે ઘણો
હતું ઝર-કસબનું બધું કામ ખાસ
પુરાયા દિવાના વળી ત્યાં પ્રકાશ
પછી શું પડે પૂછવું બોલ ભાઇ?
સભા સ્વર્ગની હોય જાણે રચાઇ
બિછાવ્યો હતો બિસ્તરો† એક ખાસ
ઉભેલા હતા જાસુસો આસપાસ

---

† ગાલીચો.

નહીં પારકા કોઇ આવી શકે
ન મકદૂર કે કોઇ આડું બકે
ઝનાને હતો એક ઝરરીન ચર
હતી આંખ સૌની ફરાંમર્ઝ પર
ખરો ખુબસુરત તે હતો એક મર્દ
નહીં દીસતું મૂખ પર કોઇ દર્દ
શિકલ જોઇ થાયાં મથમચીજ દંગ
અજાયબ ઉપજિયા બધાંને તરંગ
હતો ખાસ પોશાક સાદો સફા
નહીં મૂખ પર દીસતી કેં જફા
મધૂરાં હતાં તેહનાં ખૂબ નેણુ
વળી વાપરે વ્હાલ સાથેજ વેણુ
હતું અંગ પર એક પ્હેરણુ સફેદ
ખિલેલી હતી સર્વ તેની ઉમેદ
દુપટ્ટો ઝરીનો સરે શોભતો
કમરબંધી કંમરે શોભતો
હતું આંગલે નંગબી આબદાર
બતાવી ઝળક જે રહ્યું'તું અપાર
મુકેલી ખભાં પર વળી એક શ્યાલ
પમરતાં હતાં તેલથી ગાલ–બાલ
સુગંધી હતો છાંટીને આવિયો
વળી સાથ વાજિંત્ર પણુ લાવિયો
હતુ શસ્ત્ર તે એક દિલખુશ 'ગિતાર'
હવે જોઇશું આપણે તે ચિતાર
બજાવી ઘણાં માન સાથે સલામ
ફરાંમર્ઝ ત્યાં બોલિયો આ કલામ
'ફદલદીન સરદાર ઓ નામવર
હુનર માહરો હું કરૂંછું નઝર

હતું હીજરી દોઢસો-તેર† સાલ
ખોરાશાનમાં કોપ થાયો વિશાલ
તવારીખ તેની અહીં આજ લાઉં
ગિતારે ઉતારી વળી સાથ ગાઉં



† હીજરી સને ૧૬૩

## વાર્તા પહેલી.



### ખોરાશાનનો બુરખાવાળો મલીક.



મજાની હતી આંખ બસ એક પર
નહીં ખીસતી લેશ ત્યાંથી નઝર
હતું હીજરી દોઢસો–તેર સાલ
કહું જે હકીકત કથીં આજ હાલ
પયગમ્બર નવો એક ત્યાં નીકળી
હતો મૂકતો લોક પર ઠીગળી
દગાબાજ, પાપી, પ્રપંચી હતો
ઘણો દુર્ગુણી, ક્રૂર, સંચી* હતો
અજબ ભાઇ છે ધર્મનું તો ઝનૂન
કરાવેછ જે કે કુકર્મો જબૂન
ફિદા તે નબી પર થયાં સર્વ લોક
પરીક્ષા કરે તેહની નાંજ કો'ક†
બધાં આંધળાં એક સરખાં થયાં
સભામાં ઘણા હર્ષ સાથે ગયાં
નબીએ બધાંને દિધો બોધ ત્યાં
કરી કોઇએબી નહીં શોધ ત્યાં
ખોરાશાન આખું કહો આવિયું
નબીનું બધું બોલવું ફાવિયું
પરસ્તાન જેવું હતું તેહ ઘર
ચકિત જોઇને સર્વ થાયાં જિગર

* કપટખોર. † કોઈ.

ખરી વાત એ કે હતો તે જવાન
મગર ત્યાં છુપાવી હતી કુલ નિશાન
મુખે એક બુરખો હતો નાખિયો
વળી એક ઝભ્ભો હતો રાખિયો
સરસ ઉંચ આશન કરેલું હતું
ખુદે ચીજથી તે ભરેલું હતું
લિધેલી હતી ત્યાંજ તેણે જગા
ઉભેલાં હતાં લોક જોતાં મજા
ઝરૂખો હતો એક છુપો તહીં
હતી કોઇ નારો છુપેલી અહીં
હતાં બેખબર લોક આ વાતથી
હતાં લીન સૌ કોઇ રાહાતથી
નબીએ હતો દબદબો રાખિયો
પછી શૂરથી બોધમાં ભાખિયો
"નથી આય માયા અરે કામની
નકી જાણજો એહને નામની
રસુલ્લા ઉપર એક રાખો યકીન
તશ્ એક છે આખરે તો જમીન
કબરનુંજ કોણું તમારૂં થશે
બધું જર જવાહીર મિથ્યા જશે
નથી આવવાનું કશું સાથ દામ
પુકારો ઇલાહી તણું એક નામ
તમારી બીબીઓ હશે જેટલી
તમે મોકલો ઘેર મુજ તેટલી
ખુદે બોધ આપું ખરાં દીલથી
થશે સખ્ત નુકશાન કે ઢીલથી
ઇલાહી ! ઇલાહી ! પુકારો બધા
તમારી ફરજને ઉતારો બધા

પળે મોત મુખ પાસ ત્યાં આવશે
હજારો ઇલાજો નહીં ફાવશે
તમે પાપથી ભાઇ મારા ડરો
ખુદે ખ્યાલ ભેજે તમારે ભરો
ઇલાહી તમોને મદદ આપશે
વળી મુશ્કીલો, રંજ સઉ કાપશે
ખુદાવંદના ખોફથી જે ડરે
સફળ જીંદગી માનવી તે તરે
ખરો શાહ સુલતાન તે બાપ છે
ખરૂં નર્ક તે આપણું પાપ છે
બચાવે તમોને ખુદા, પાપથી
ડરેલા રહો તે જગત બાપથી
જુઠી આય કાયા ન માથા ટકે
મુરખ માનવીઓ જ આડું બકે
અવ્વલથી હતો તે અને રેહશે
તમોને ખરા લાભનું કેહશે
સદા સાચવો માનવીઓ યકીન
નકી બેવફા છે જહાં ને જમીન
થશે શું તમારી અરેરે વળે
કરૂં ખ્યાલ ત્યારે કાલજું બળે."

નબીએ અહીં નૂછિયા નીરને
ફરી બોલિયો તે ધરી ધીરને
'ઇલાહી વિના સર્વ સુમસામ છે
ખરૂં અઝમતી એક તે નામ છે
તલેસમ ભર્યો છે ખરો તેહમાં
અરેરે ! ઘણો ગંજ છે એહમાં
જુઠી આય માયા અને માલ, જર !
ધરો તે રખાની જિગરમાં કદર

નમીને પળે પળ કરો જો નમાજ
તમારો સુણે તે, કમીનો અવાજ
ગુફામાં હતો એક હું ગુપ્ત જ્યાર
હતી થઇ ખુદા સાથ ત્યાં વાત ત્યાર
ખુદાએ કહ્યું કે જુઠી જહાન છે
મટીનું બનેલુંજ ઇનસાન છે
ખરાં દીલથી યાદ જો તે કરે
અને રાહ મારી જિગરથી ધરે
કરૂં તેહની કુલ સફલ હું ઉમેદ
ટળે તેહનાં તન તણો, તાપ ખેદ
વશાવીછ મેં બુંદમાંબી બ્રહ્માંડ
ભળે જીદંગી ભોગવે લોક ભાંડ*
અગર બુદ્ધિને ભાનથી કેળવે
ઘણા લાભ મુજ પાસથી મેળવે
સમજ હું દઉં છું તને ખાસ જ્ઞાન
બધાં માનવી સાથ કર તું પિછાન
ખરી રાહ સંબંધી બતાવી હવે
બનાવો બધાં લોક ભાવી† હવે
ખુદાના હતા એમ સાચા સુખન
સમજ માનવીઓ ! તમારૂં કફન
સિવાડી રહો મોત સારૂં તૈયાર
કરો પહેલાં મોત કેરો વિચાર
અરેરે ! તમારૂં પછી શું થશે
ઉડી આતમાં ખોળીએથી જશે.”
કહી એમ પોતે રડયો બેહિસાબ
બળીને થયાં સર્વ સીનાં કબાબ

---

* હલકી; નીચ. † આસ્થા રાખનારાં.

કહરહાન દેખી રડયાં લોક બી
પરીક્ષા કરી નવ શકયા કો'ક બી*
નહીં ઢોંગ જાહેર તેને થયો
બધો ભેદ તો ગુમખાંને રહ્યો
હતું લોક ભેગું તહીં બેશુમાર
બધાંને કહરનોજ આવ્યો વિચાર
અરે પાપ તો છે કીધેલાં અમે
દુ:ખી શા થકી થાય છે એ ગમે
વદયો એક ત્યાં વૃદ્ધ-ધર્મી તુરત
"જળો જીંદગી સાથ કાળી સુરત
પયગ્મબર ભલે આપ છો આવિયા
ભલા ભેદ સાથે ભલે લાવિયા
તમે પામિયા છો ખુદાની પિછાન
અમો પામિયા તો નથી લેશ જ્ઞાન
જીઠી જીંદગી છે અમારી ખરે
ઘણાં પાપ થાયાં અમારે કરે
બચાવો અમોને તમે ઓ નબી
તમોને હવે છોડીયે નાં કબી
ખુદાના તમે તો ખરા છો રફીક
બધી સાહ્યતામાં થયા છો શરીક
નથી જીંદગીમાં ખરે કાંઇ સાર
ભરી પાપથી છે અરેરે ! અપાર
થઇ આજ ભારી અમો પર અસર
તમે ભેદિયાં છે અમારાં જિગર
નવાજેશ મોટી તમારી બની
નવી જીંદગાની અમારી બની

---

* કોઈબી.

ટકી છે ઉમેદો તમો પર હવે
બધાં પાપથી ખાસ છુટકો થવે
બતાવો તમે તે ખુદે રાહને
ચખાડો અમોને ખરા ચાહને
પયગમ્બર ગણી હું નમું છું સરે
નબી વીણ ત્યાં કોણ હાથો ધરે."
સુણી વૃદ્ધનાં એવા ત્યાં સુખન
ઘણાં ઉશ્કેરાયાં જુઓ નેક મન
નબી પાસ જઈ વૃદ્ધ તે બોલિયો
'પયગમ્બર! ભલે ભેદ તેં ખોલિયો
ચુમું છું હવે હું ચરણ તાહરા
દુવા નાંખ તારી, ઉપર માહરા'
નબીએ કહ્યું "આશ તારી સફલ
થશે, પામશે તું અશો એક ફળ
થયો વૃદ્ધ આ આશિષોથી ખુશાલ
પડી તૂટ ત્યાં તો પછીથી વિશાલ
બધાં લોક આશીશ લેવા ગયાં
નબીનાં ચુમી પાંચ પાવન થયાં
બધાં આંધળા ધર્મથી હાય થઇ
બધાંનીજ શુધ-શાન રે! કેમ ગઇ
ચરણને ચુમી લોક તો ચાલિયાં
જુઓ ખુદરતે વેર શું વાળિયાં
ખલાસી બધી ભીડની જ્યાર થઇ
જવાં મર્દ એકે નબી પાસ જઇ
કિધું માન સાથે નમન, એટલાં
ઝનાને પડી ચીશ પણ તેટલાં
જરૂખે હતી ખુબસુરત નાર જે
જવાં મર્દને જોઇ પળ વાર તે

બચારી ખરેખર ડઘાઇ રહી
શિકલ જોઇને ફાળ ખાઇ રહી
અજાયબ બની તે જવાં મર્દથી
પડી ચીશ પાડો તહીં દર્દથી
નહીં કોઇનું ત્યાં ગયું ખાસ ધ્યાન
મગર કુદરતે એક લીંધી વલાણ
ઝુલીખાં હતું નામ તે નારનું
હતું પાત્ર તે તો ખરા પ્યારનું
બચારી પ્રપંચે ફસેલી હતી
ઘણાં સંકટોમાં વસેલી હતી
નબીની હતી બદ નઝર તે ઉપર
તુટેલું હતું બાપડીનું જિગર
બની તે હતી એક નિર્દોષ ભોગ
કપાળે લખેલો હતો દુષ્ટ જોગ
અઝિમ નામના એક લડાયક જવાન
ઉપર રાખતી તે હમેશાંજ ધ્યાન
સુખી તે હતી નાર બહુ એકવાર
અઝિમને દિધેલો હતો નેક પ્યાર
અઝિમ તેજ તેની હતી ઉંઘ-ભુખ
અઝિમ તેજ તેનું હતું સૂખ-દૂ:ખ
અઝિમ તેજ તેનું હતું કામ-નામ
અઝિમ તેજ તેનું હતું જામ-દામ
અઝિમ તેજ તેનું હતું સાન-જ્ઞાન
અઝિમ તેજ તેનું હતું માન-દાન
અઝિમ તેજ તેનો હતો પ્યાર-સાર
અઝિમ તેજ તેનો હતો ચાર-ગાર
અઝિમ તેજ તેની હતી આસ-ખાસ
અઝિમ તેજ તેની હતી પ્રેમ-પ્યાસ

અઝિમ તેજ તેનાં જિગરનું ઝવેર
અઝિમ તેજ તેની જિગરજાન લ્હેર
અઝિમ તેજ તેની જવાની ભલી
અઝિમ તેજ તેનાં જિગરની કલી
અઝિમ તેજ તેનાં સુખોની સુરાઇ
અઝિમ તેજ તેનાં દુ:ખોની દવાઇ
અઝિમ તેજ તેના જિગરની ઉલટ
અઝિમ તેજ તેના ચમનની લપટ
અઝિમ તેજ તેના સિનાનો શરીક
અઝિમ તેજ તેની રજાનો રફીક
અઝિમ તેજ તેની કજાની કટાર
અઝિમ તેજ તેના સુખોનો સિતાર
અઝિમ તેજ તેની જગતમાં ઉમેદ
અઝિમ તેજ તેની ખુશી સાથ ખેદ
અઝિમ તેજ તેની હતી દાજ-લાજ
અઝિમ તેજ તેની ખુશીનો અવાજ
અઝિમ તેજ તેનો હતો જાન-માલ
અઝિમ તેજ તેની ઉમેદો વિશાલ
અઝિમ તેજ તેનાં હતાં જીવ-જાન
અઝિમ તેજ તેનાં જિગરથી જહાંન
અઝિમ તેજ તેનું હતુ મુંખ-કમલ
અઝિમ તેજ તેની ઉમેદો અસલ
અઝિમ તેજ તેનો દિવસ સાથ રાત
અઝિમ તેજ તેની અહોનીશ વાત
અઝિમ તેજ તેના જિગરનો જમાવ
અઝિમ તેજ તેના ગુનાંનો બચાવ
અઝિમ તેજ તેનો પ્રિતમ પાક જાદ
અઝિમ તેજ તેની દિનો-રાત યાદ

અઝિમ તેજ તેની પ્રીતિને પતંગ
અઝિમ તેજ તેના વિચારો-તરંગ
અઝિમ તેજ તેની જવાની હતી
અઝિમ પર અઝબ તે દિવાની હતી
ખરેખર સુખી એક જોડું હતું
ખસમનું નહીં હેત થોડું હતું
જમાનો થયો કોણને છે વફા
બધાની ઉપર થાય છે એ ખફા
ભલા ભૂપતીઓ ચઢે ને પડે
ખુશીમાં ખિલી કોઇ દહાડે રડે
ઝુલીખાં તણો હાલ એવો થયો
દિવસ સૂખનો ગુમ જ્યારે ગયો
જુઓ શું જમાનો રમ્યો ભાઇ દાવ
બન્યો યુદ્ધનો એક મોટો બનાવ
બુખારા ઉપર એક ઉડી લડાઇ
ઇરાની ઉઠયા લોક કરવા ચઢાઇ
હતો તે સમે એક એવો રિવાજ
બતાવે બધા દીલથી દેશ-દાજ
ઉઠે દેશ પર જ્યાર મોટી લડાઇ
બધા નીકળે બ્હાર, લૈને વડાઇ
ગણે હીચકારા—ન આપે મદદ
સજા થાય તેવા સખસને શખત
હતી ખુશનુંમા ખૂબ 'આમૂ' નદી
નહીં નીર તેનાં સુકાયાં કદી
હતું તે નદીને તિરે શ્હેર એક
ઝુલીખાં તણો ત્યાં હતો જન્મ નેક
અઝિમનો હતો જન્મ બી તેજ શ્હેર
મચેલી હતી બાળ વયથીજ મ્હેર*

સુખી સર્વ વાતે હતાં બેઉ પૂર
ખુદાએ દિધેલું હતું ખાસ નુર
બધાંને હતી પ્રેમની તે ખબર
ઉમેદે ખિલેલાં હતાં તે જિગર
મચેલો હતો લગ્નનો પાક પ્યાર
ખુશી સાથ વસ્તી ખસમ સાથ નાર
ઉઠી શેહેરમાં જ્યાર મોટી લડાઇ
અઝિમની ઉલટ તેજમાં પૂર થાઇ
હતો એક તે નેક બ્હાદુર જવાન
ખરા મર્દ કેરી નિશાની મહાન
પડશે પ્રીતથી તે જવા જંગ બ્હાર
ઝુલીખાં ફિકરમંદ થઇ ખૂબ ત્યાર
"ખુદાને ખબર જંગમાં શું થશે
લખેલું લલાટે અરે શું હશે
અઝિમ વાહલા, દે તજી આ વિચાર
જરા કાકલૂદી જિગરમાં ઉતાર
જશે તું, થશે માહરૂં શું અરે
સુણી જંગ આ અંગ તો થરથરે
જનો જગમાં જે જગે જાયછે
ઘણાએક તેમાં ખતા ખાયછે
ભરૂશો નથી લેશ બી જંગનો
સલામત નથી તૂકડો અંગનો
કહ્યાં વેણુ તું માન રે એટલાં
જિવશ કેમ તું આવશે તેટલાં
ખમી હું શકશ કેમ તારી જુદાઇ
ખરે કોપ છે કાંઇ એતો ખુદાઇ
અઝિમ તુંજ મારો જિગર–જાન છે
અઝિમ તુંજ મારી શિકલ–સાન છે

કરૂં કરગરી તને હું અરજ
બધી મેલ તું એક બાજૂ ફરજ."
ઝુલીખાં તણાં આ સુણીને સુખન
અઝિમ બોલિયો ત્યાં તપીને તદન
'ફરજ, 'મેલ બાજૂ'–ન તું એમ બોલ
થશે હીચકારૂં ન તો ખાસ તોલ
ફરજ, કાજ મારો ભલે જાય જાન
ફરજનાં કરજને ગણું છું મહાન
ફરજ, જે ભુલે તે ખરો છે ગમાર
ફરજ, ભુલવે થાય હાની અપાર
ફરજ, કાજ શુરા જીવે ખાસ જાય
ફરજ, કાજ લાભો હજારો તજાય
કરી કસરતો જે ઘણી અંગની
હવે છે મને હોંશ બસ જંગની'
પછી નમ્ર થઇને અઝિમ બોલિયો
ખરા પ્રેમના દ્વારને ખોલિયો
'ઝુલીખાં જિગર, તું જરા રાખ ધીર
ખુદાએ લડાયક દિધું છે શરીર
વળી દેશનો એજ છે કાયદો
જવા યુધ્ધમાં છે ઘણો ફાયદો
ન જુદાઈ જિગર જેમ શકરો ખમી
ગમી માહરી લેખતી નાં કમી
તજીને તને હું નહીં જાઉં જાન
મગર કાયદાને ઘટે સર્વ માન
સજા થાય સરકારથી સખ્ત, સાથ
બતાવે બધાં 'બાયલો' એમ હાથ
ધરાવી દિલે હું જબરજસ્ત જોર
કહે કેમ કહેવાઉં હું થાઇ ચોર

ઘણું જો થશે તો થશે પાંચ માસ
નકાંમી ઝુલીખાં ન તું પાંમ ત્રાસ
ખુદાની નઝર છે ઉપર આપણી
ધરે છે સદા તે કદર આપણી
સિનામાં હશે જો સબર આપણી
ટળી સૌ જશે બસ ફિકર આપણી
છુપો તેજ રાખે ખબર આપણી
સદા રાખવી ત્યાં નઝર આપણી.'
ઝુલીખાં કહે "ઓ અઝિમ નામવર!
ભુલી પ્યારની તું ગયો શું કદર
મિનિટ એક તે એક થાશે કલાક
કલાકે થવશ માસ જેવી હલાક
થશે એક જો માસ તો એક વર્ષ
હવામાં જશે માહરો સર્વ હર્ષ
મને ભુખ ને પ્યાસ થાશે હરામ
વળી નિંદ બી હું ગુમાવિશ તમામ
ઝુરીને મરશ હું અરે કેટલી
હજીબી અઝિમ સુણ અરજ એટલી
મબાદા* કજા તુજ થઇ જંગમાં
ન મારો રહે જીવ આ અંગમાં
લખી રાખજે કે થઇશ હું સતી
ન શાંખી શકું તુજ અજલને પતી.'
અઝિમ બોલિયો "સુન ઝુલીખાં જીગર
ખુદા પર જરા ધર સબર, તજ ફિકર
થઇ છે જમાં ફોજ જે ચાર લાખ
નઝર સર્વની નારપર એક નાખ

* અગર-જો.

હશે ધીર કેવી બધી નારમાં
ફિકરમંદ તું કેમ થઇ પ્યારમાં
હશે જે બહાને નિમેલી અજલ
થશે તેજ, ગણ મોતને તું સબળ
પયમ્બર-પિરોને નથી મુકિયા
કદી વાયદા મોતના ચૂકિયા
થવાનું હશે તે થશે એક વાર
હવે તો થવું દેશ કાજે ઉદાર
ખુદાવંદ આ રાજનો છે રફીક
થશે સંકટોમાં બધાંનો શરીક
ઝુલીખાં જિગર તું રહે બેફિકર
નવાજેશનારા ઉપર ધર નઝર
નવાજેશનો તેજ છે આપનાર
બધાં પાપ સંતાપનો કાપનાર
લલાટે લખેલું હશે તે થશે
ખુદાના હુંકમથી વિઘન વહી જશે
અગર હોય તું નેક નારી, જિગર
સુખન આય માની, પકડ બસ સબર.'
ઝુલીખાં બની બાપડી લાઇલાજ
બુજી નિજ પતીનાં સુખનનીજ દાજ
'જિગર તો નથી શાંખવાનું જુદાઇ
ખસમનાં હુંકમની ફરજ, તો ખુદાઇ'
અઝિમ વાહલા, જા કરી લે ફતે'
તને હું દુ:ખી નાં કરૂ મમ્મતે
ખુદા થાય બેલી તને જંગમાં
ઘણું જોર બક્ષે વળી અંગમાં
ખુદાની સિતાયશ કરસ દીન રાત
પડે શત્રુઓ દેશ કેરા પછાત

વળે વેહલો વાહલો મુજ પતી
દુવા હું ચહાવશ ઉમેદે અતી"
અઝિમ ખુશ થયો સાંભળી આ સુખન
'ઝુલીખાં, ખરે તેં મનાવ્યુંજ મન
ઘટે છે ખરેખર તને આફરીન
ખસમ કાજ કીધું જિગરને શિરીન
ખુદા ને ખસમ છે બરાબર જગે
ધરાવે છે તેની સમજ તું રગે
ખુશીથી હવે જંગપર જાઉં છું
મદદ માહરા દેશને થાઉં છું
નહી હું ભુલશ તારા પ્યારને
કરસ હરઘડી યાદ હકદારને'
કિનાના નગારાં થયા ખૂબ જ્યાર
ગયો જંગમાં તે અઝિમ નામદાર
ઝુલીખાં ઝુરાતી રહી એકલી
ખસમની જુદાઇ સહી એકલી
થયા જંગને જ્યાર ત્યાં પાંચ માસ
લડાઇ ખરેખર બધી થઇ ખલાસ
ફરી ફોજ આખી લઇ ખાસ જય
ઝુલીખાં ફુલાવે સુણીને હૃદય
"હવે માહરા તાજવર આવશે
સુરજ–ચાંદ જેવી સુરત લાવશે
કર્યા વર્ષ મેં સાત જાણે પસાર
ઘડી એક પામી નહીં હું કરાર
સુખોનો સુરજ આજથી ઉગશે
ઉમેદે હવે આ જિગર પૂગશે
ખલાસી બધી રંજ કેરી થઇ
ઘડી વિસ્નિની ઘોર જોવા ગઇ."

અગરજો સફલ થાય ધારી ઉમેદ
નહીં માનવી આ જગે જોય ખેદ
ખબર એક નાખૂશ એવી મળી
ઝુલીખાં સુણીને અચાંનક છળી
'અઝિમની બની છે કજા' આય વાત
ઉડી કે, ગમીમાં પડી દીન–રાત
નહીં ચ્યાંન તેનું શકે થાઇ કાંઇ
બચારી દુ:ખી ગારમાં જઇ દબાઇ
ખબર લાવિયો એક એવી સવાર
'મુવેલો દીઠો મેં અઝિમ નામદાર
કપાયા હતા તેહના બેઉ હાથ
જખમ જાંગપર બી હતો એક સાથ
નથી ભૂલતો હું–ખરી છેજ વાત
તમે તોય ખોળે* ન રહેશો પછાત."

ઝુલીખાં પડી એવડી રંજમાં
ન રાખી કસર ખર્ચવા ગંજમાં
ઘણી ખોળ કીધી, વળ્યું નહિજ તોય
નહીં શત્રુ પરબી સમો એમ હોય
"અઝિમ માહરો છે હજીબી હૈયાત
કજા થાઇ તેની ગલત ખાસ વાત
બશારત નથી કોઇ ગેબી મને
સબબ વ્હેમનો હોય એ બી મને"
ઝુલીખાં ઝુરીને બચારી રહી
'ખુદા પર સબર માહરી છે' કહી
પિડાતી હતી ને છુપ: પ્યારમાં
પડેલી ગજબના હતી ગારમાં

* શોધ કરવે.

ખરા પ્યારની આગ-અંગારમાં
હશે કેટલી નાર સંસારમાં!
સિનામાં હશે સખ્ત કેવા જખમ
દુઃખો દેખવાને જ લીધા જનમ!
ઝુલીખાં હતી રંજમાં એટલાં
ગજબ પર ગજબ શું થયો તેટલાં
ખરેખાત પડતી ઉપર છે પચાસ
નથી આ કહેવત વિષે કૈં કચાસ
ઠગારો નબી* એક ત્યાં આવિયો
અને સાથ ચેલા ઘણા લાવિયો
હતો તે પ્રપંચી દગાબાજ પૂર
હતો નારિઓનો ખરો કાળ-ક્રૂર
ફસાવી ઘણી ઓરતો ફંદમાં
થયો પ્રીય સૌને દિવસ ચંદમાં
દિશે ખુબસુરત નાર ત્યાં જેટલી
બિછાવી તુરત જાળ લે એટલી
ઝુલીખાં પડી જ્યારે તેને નઝર
પડયો કાપ કારી બુરાને જિગર
ઝનાને હતી તેહનાં કૈંક નાર
મગર આ ઝુલીખાં અજબ હુશ્નદાર
હુકમ સર્વ ચેલા તણે આપિયો
" કલેજે મને આ સ્ત્રિએ કાપિયો
ઉડાવો તમે એહને શેહરથી
કરશ માહરી હું, પછી મ્હેરથી."
કર્યાં કર્તુકો ત્યાં પછી એહવાં
જમાવે ન શયતાન પણ જેહવાં

* પેગમ્બર.

ઝુલીખાં બની તે બુરાનો શિકાર
ઝુટી તે ગયો ખુબસુરત નેક નાર
નબી નામ, પણ કામ એવાં હતાં
દગાબાજ શયતાન જેવાં હતાં
હુરમ પાસ તેની હતી ચાર-વીસ*
ગએલો ઝુટી એજ રીતે ખવીસ
ઝુલીખાં હતી સર્વમાં આબદાર
જીગર જોઇ પામે ખરેખર કરાર
ઉડાવી નબી જ્યાર તેને ગયો
ઘણો દીલમાં હર્ષ પેદા થયો
બુખારા તણા લોકના કહેરથી
જવાને બચી, દૂર તે શહેરથી
કરી કૂચ તેણે ઘણા એક દન
સલામત દિઠો જ્યાર પોતે તદન
ઝુલીખાં તણી પાસ તે આવિયો
અને પ્યાર—બદ પ્યારને દાવિયો†
દીઠો મામલો જ્યાર એવો કઠણ
ઝુલીખાં પડી તે બુરાને ચરણ‡
'બચાવે અગર લાજ તું માહરી
ખુદા ખુદ બચાવે નકી તાહરી
નબી નામ કેવું ગણે લોક પાક!
નબીઓ ઘડીમાં કરે હેમ§ ખાક$
નબી નામને નાં ઘટે આય કામ
નબી નામની નામના છે તમામ
નબી હોય તે શું કરે બદ નઝર?
નબી તો સદા પાક રાખે જીગર

* 'ચાર-વીસ'=૮૦. † દેખાડયો. ‡ ચરણ-પગે. § હેમ=સોનું.
$ રાખ.

નબી! નામવાળા બુરાઇ તજે
નબી નામવાળા ભલાઇ ભજે
નબીઓ અપાવે ખુદાનું યકીન
નબીઓ ધ્રુજાવે ન એવી જમીન
નબી નામમાં છે તલેસમ ખરો
નબી નામવાળા દયાનો ઝરો
નબી દુષ્ટ કેરો નથી પાશબાન
નબીની સદા હોય પાકી જબાન
નબીની વર્ણા હોય છે પાક ચાલ
નબીના હુંકમ પર જગતનો જિવાલ*
નબી તે કબી કામ બૂરાં કરે
નબી દુષ્ટ ખ્યાલે ન દિલમાં ધરે
ફસાવી મને તું અહીં લાવિયો
અને ત્યાં હવશ તાહરો દાવિયો‡
મગર જાણ એ દુષ્ટ મૂંજી નકી
નથી ફાવવાનો, ગયો શું બકી
ભલે લાજ કાજે અગર જાય જાન
ફિકર લેશ તેની નથી એમ માન
ભલે હાથથી થાય તારાં મરણ
થવાનો નથી તોય તુંને શરણ'
નબી નામવાળો બુરો બોલિયો
ઘણા ક્રોધથી હોઠને ખોલિયો
"મુરખ! રાખ વશ તાહરી તું જબાન
હજી જીંદગી તાહરી છે જવાન
જુવાની તણા હુસ્ન પર જોશ છે
મગર કયાં તને તેહનો હોશ છે

* આધાર; ‡ દેખાડયો.

અઝિમ તાહરો તો ગયો છે મરી
સિનામા સિતમ કેમ રહિ તું ધરી
ખુદાની ખુશીનું હતુ તે થયું
અરે તેહમાં શું તહારૂં ગયું ?
ખસમની ખલકમાં કહાં ખોટ છે ?
અરે ! આલમે તે કહાં ખોટ છે ?
અઝિમ તો હતો એક અદના ગુલામ
હવે છાંડ તું ખ્યાલ તેનો તમામ
નબી છું ખરીદદાર તુજ પ્યારનો
જરા ખ્યાલ કર હુશ્નના બ્હારનો
જુવાની જશે જેમ ગુલનો બહાર
જુવાની જશે જેમ આવ્યો વિચાર
જુવાની જશે જેમ દુધનો ઉકાળ
જુવાની જશે જેમ માયા વિશાળ
તજી તાહરી તું મમત નેક નાર
ગણીને ખસમ મુજ તણે આપ પ્યાર'.
ઝુલીખાં સુણી આ ગજબનાક બોલ
કરી નહિ શકી વખ્તનું કાંઇ તોલ
ઘણી હેફ નાંખી કહ્યું કે " નબી
મરૂં પણ કહું નહિ તને હું નબી
નબીનું નથી કામ કે બદનઝર
કરે નાર ત્યાં પારકીના ઉપર
પડો લાખ ફિટકાર તુજ નામને
બતાઉં છ ધિઃક્કાર તુજ કામને
અઝિમ માહરો તો હતો નામવર
હતું પાક તેનું હમેશાં જિગર
હતા તુજ સમાં તેહના તો ગુલામ
રગે રગ બુરો દુષ્ટ છે તું તમામ

અગર લાજ મારી લૂંટે ક્રૂર તુ
કહું છું પડે પાપમાં પૂર તું
ખુદાની નથી લાકડીને અવાજ
ઇલાહિ તણી દીલમાં રાખ દાજ"
નબીને ઘણો ક્રોધ ત્યાં આવિયો
મુખાર્વિંદ પર તેજ બહુ લાવિયો
ઘણા લાગિયા તેહને તે સુખન
ઝનુંની બની ત્યાં ગયો તે તદન
જબરદસ્ત હતો તે બુરો જાદુગર
હતાં કામ શયતાન જેવાં ખબર
મુખે કાંઇ તે મંત્ર ત્યાં બોલિયો
પછી અંગથી સ્હેજ તે ડોલિયો
પછી પગ પછાડી કર્યો ત્યાં પુકાર
કહ્યું કે 'જુલમ સખ્ત તું હ્યાં ગુઝાર'
તરત ત્યાં તલેસમ થયો ભાઇ એક
ઝુલીખાં ઉભી થરથરી, ખોઇ ટેક
બધો મામલો ત્યાં ગયો ફેરવાઈ
બધી જાદુની ત્યાં દીઠી આશનાઇ
થયો જોઇ દેખાવ બહુ કમકમાટ
રચ્યો તે બુરાએ અજબ કાંઇ ઘાટ
ઝુલીખાં તણે દીઠિયું એક દ્વાર
થતા જ્યાં ભયાનક ઘણેરા પુકાર
પડેલાં હતાં દોજખી કે રવાન
સડેલાં હતાં તેમનાં નાક કાન
ઝપેટા હતા મારતા દેવ લોક
વળી પાડતા કોઇ તો ખૂબ ફોક
ફડાથી ભરેલું હતું એક સબ*
પરૂં–લોહી કેરી વળેલી નિખબ†

---

* મરદુ. † ખાહી.

ઝુલીખાં બધું જોઇને કમકમી
હતો આવતો દેવ તેની ગમી
કરે* કોરડો એક મોટો ધરી
કહ્યું એક દેખાવ કરડો કરી
"નબીનો નહી માનિયો તેં હુકમ
અરે તે થકી આ વરસિયો સિતમ
કિડાથી ભરેલું દીઠું આચ સબ
થશે તેહવી તાહરી બી નિખબ"
કહી કોરડાનો ચલાવ્યોજ માર
'ઝુલીખાં ! કબુલ તેહનો આજ પ્યાર'
નહીં મારની ભાઇ પરવા કરી
મગર ધૂમરી તે કીડાની ધરી
ઘણી કમકમી તે ભલી નાર નેક
'ખુશીથી ઉઠાવશ હુકુમ હું દરેક
મને દોજખી ખ્યાલથી આ બચાવ
તલેસમ દફે આ બધો તું કરાવ'
ઝુલીખાં વદી હાડથી કમકમી
બુરા દુષ્ટને તે બચારી નમી
નહીં જોઇ તે ત્યાં શકી લેશભાર
ધ્રૂજ્યાં હાડ ત્યાં કમકમીને અપાર
તુરત એક તાલી પડી કાન પાસ
તલેસમ થયો ગુપ્ત ત્યાંનો ખલાસ
નબીને ઉભેલો દીઠો ત્યાં ફરી
ફરી બદનઝર તે બુરાએ કરી
ગયો નાખવા હુશ્ન પર હાથ તે
ઝુલીખાં ઉઠીં લોટવા બાથ તે

---

* હાથે.

કિધો અંગનો ત્યાં સિફતથી બચાવ
જિગરમાં ચઢયો નિજ અઝિમનોજ ભાવ
તુરત એક તાલી ફરીથી પડી
વળી આપડી તે પીડામાં ખડી
ફરીથી દીઠું તે ભયાનક મુકામ
હવે તો હતા સાંપ-વિંછી તમામ
ફરી એક દેવે કહ્યું મારતાં
'થવાની નકી તૂંજ વશ, હારતાં
નકામી દુ:ખી કાંય તું થાય છે
લલાટે લખેલુંજ બસ આય છે
તલેસમ ધરાવેછ એવો નબી
નહીં કોઇ તોડી શકે તે કબી
ઝનાને હુરમ આજ છે જેટલી
થઇ છે નકી એમ વશ તેટલી
સિનાને હવે તું કરી લે વફા
નકામી અરે કાંય સોસે જફાં
તુરત નાગ-વિંછી પડયા અંગ પર
ઝુલીખાં ડરી, ખોઇ સંધી સબર
'નબીના હુકમને હવે હું નમસ
નબીની ખરેખર હવે હું થવસ
મને ટાળ આઝાબથી દેવ તું
મને લે બચાવીજ તતએવ તું.'
ઝુલીખાં હજી આ કહે છે સુખન
તલેસમ થયો ગેબ ત્યાંનો તદન
ફરીથી નબી ત્યાં ઉભેલો હતો
બચારી ઉપર બસ તપેલો હતો
'શરણુ છું તને હું હવેથી નબી
ફરી નાં ફરૂં કોઇ દહાડે-કબી

ભયાનક ન એવું ફરી તું બતાવ
મને તું ભલે નાર તારી બનાવ.'
ઝુલીખાં સતી જ્યાર થઇ લાઇલાજ
નબીને થઇ વશ – તજી લાજ – હાજ
હતી જે સતી નિજ પતિને વફા
શરણુ થાઇ તે જોઇ જાલમ જફા
જમાના ! જમાના ! કિધો કહેર શું !
૫ આવી ઝુલીખાં ઉપર મ્હેર શું !
નબી નામ ધારી અરે ફાવિયો
દયા અંતરે લેશ નાં લાવિયો
ઝુલીખાં હતી ખુબસુરત હુશ્નબાજ
મગર નાં શકી કાંઇ કાઢી અવાજ
હજીબી અઝિમને ભુલી તે નહીં
કહેતી 'હશે જીવતો તે કહીં ?'
બનાવી બંધીમાં વડી તેહને
નહીં હોંશ તેવી હતી એહને
ખુરાશાનને તું હવે યાદ કર
હતી જ્યાં નબી પર પ્રજાની નઝર
કિધું જ્યા થકી મેં શુરૂ બ્યાન મુજ
હવે આપ તે પર બધું ધ્યાન તુજ
સભા જે નબીએ ભરેલી હતી
ખુદ્દ વાત જે જે કરેલી હતી
ખુશી લોક તેથી થયાં ખૂબ જ્યાર
વિસરજન થયાં ત્યાંહથી સર્વ ત્યાર
જવાં મર્દ આવી પડયો જે ચરણુ
થવા તે નબીની ખુબીને શરણુ
પડેલી વળી ચીસ ત્યાં તેટલાં
કથન છે ખબર સર્વને એટલાં

હતો તે અઝિમ નામવર નેકજાદ
ગયેલો હતો જંગપર, રાખ યાદ
ઝુલીખાં ઝરૂખે હતી, જોઇને
પડી ચીસ પાડી, સમજ ખોઇને
નર્બાનો હતો તેહને ખૂબ ત્રાસ
સબબ કેં કરી નાં શકી આસપાસ
હવે શું થયું સાંભળો તે તમે
સિતાબી કરી તે નબીના જમે
નથી ગેબની લાકડીને અવાજ
સદા ગુપ્ત છે રંક કેરો અવાજ
નબીનું હતું એક એવું મકાન
જગે જીવતું સ્વર્ગ હોયા સમાન
ઝુલીખાં હતી પૂર આરામમાં
કમી કોઇ વાતે નહીં દામમાં
હુરમ સર્વમાં તે ગણાતી વડી
મગર અંતરે તો સિતમની કડી
અઝિમની કદી યાદ ભુલતી નહીં
સુખો જોઇ તેમાંજ ડુલતી નહી
નબીને ખુશી રાખવાને હશી
ગમીની નિશાનો ન રાખે કશી
મગર દિલમાં તો હતો સખ્ત ડાઘ
નહીં ન્હાશવાનો મળ્યો કોઇ લાગ
હતો મ્હેલ પાસે પહારો સખત
પછી ન્હાશવાનો મળે કયાં વખત
ખુદાની ખુશીને રહી તે શરણુ
પ્રિતે ચુમિયાં તે નબીના ચરણુ
નબીએ સભાને વિસરજન કરી
તરત મહેલની રાહ જ્યારે ધરી

ગયો પેહલાં તો ઝુલીખાં તરફ
નહીં સુંદરી કાંઇ બોલી હરફ
નબીએ તહીં પ્યારથી પૂછિયું
વળી આંખનું નીરબી નૂછિયું
" દુઃખી કેમ આજે બિછાને પડી
ઝુલીખાં જિગર, કેમ છાની રડી
અહીં કોય જો કોઇ વાતે કમી
કહે તું મને – દૂર કાઢું ગમી "
ઝુલીખાં ચતૂરે છુપાવીજ ભેદ
કહ્યું કે " મને ત્યાં થયો એમ ખેદ
અહીં મ્હેલમાં છે સુખો બેમિશાલ
નથી કોઇ વાતે મને લેશ હાલ
નશીબો ફર્યો છે ખરો માહરો
મળ્યો આશરો મુજ તણે તાહરો
કમીની હતી હું પ્રથમ એક નાર
નબીનો વધી પામતાં પાક પ્યાર
નહીં હોય નારી હવે મુજ સમાન
ખરેખર થયું મુજ જીવેલું પ્રમાન
વિચારો મને આવિયા એમ આજ
સિનામાં ઉઠયા હર્ષ કેરા અવાજ
સબબ હર્ષનાં આજ આંજુ ખરે
નબી જેહવો છે મહારે સરે
હવે કોણની હોય મકદૂર આજ
કરે મુજ તરફ કાંઇ ખોટા અવાજ "
નબી આ સુખનથી ખુશી થાઇ પૂર
પછી લોટિયો કોચ પર જાઈ દૂર
બબડિયો તહીં કાંઈ એવા હરફ
ફરીથી તલેસમ થયો તે તરફ

ઝુલીખાં હતી ખાસ સાવધ તમામ
વળી ત્રાસ પામી સુણી તે કલામ
મગર આ સમે કાંઇ બીજું હતું
ઉભી ચૂપ જોતી, તહીં જે થતું
નબી મૂખથી ત્યાં નિકળતાં કલામ
પરી એક ઉભી કરીને સલામ
નબીને કહ્યું કાનમાં એહનાં
ધરેલું હતું હાથમાં જેહનાં
નમાવી નમન, કૂક પોતે કુંકી
પરી તો બની ગુમ: પ્યાલું મુકી
નબી બોલિયો કે "ઝુલીખાં જિગર
અહીં આવ હેશાન કર મુજ ઉપર
સરસ આય શરબત બનાવ્યું છ મેં
ઝનુન ધર્મ કેરૂં બતાવ્યું છ મેં
અગર નોશ આ જામ જો તું કરે
ખુદે ખ્યાલપર દીલ તારૂં ઠરે
પછીથી ખુલાસો કરસ એક હું
બતાવશ તને રાહ પણ નેક હું"
ઝુલીખાં કહે "ઓ નબી નામવર
તને મેં દિધું છે મહારૂં જિગર
હજી શી તને બોલ રહી છે કમી
નવી તું બતાવેછ પાછી ગમી"
નબી બોલિયો ત્યાં હર્શાને તુરત
"અરે ઓ મુરખ નાર પણ ખુબસુરત
ખુદાની ખુદૈનો નથી કાંઇ ખ્યાલ
ખુદૈ ભેદમાં છે ખુબીઓ વિશાલ
નથી દીલમાં તુજ થકી કાંઇ કહેર
હવે તો વશી છે જીગર જાણ મ્હેર

નથી નાંખિયો બોલ તેં માહરો
ખસમ હું ગણાયો હવે તાહરો
નબીની હુરમ તું ગણાઇ હવે
જગે આશકારા – જણાઇ હવે
પકડ જામ ને જલ્દ તું પી જિગર
જિગર પર તહારાં થશે શુભ અસર
ખુલાસો પ્રથમથી હવે લે કરૂં
વફાથી નહી લેશ પાછો ફરૂં
વિસરજન સભા આજ મારી થતાં
અને લોક પાછાં ફરીને જતાં
હતો જે જવાં મર્દ ત્યાં આવિયો
અને ઉભરો દીલનો દાવિયો
અગર પાસ તે હોય મારી જવાન
કરૂં તેહનાથી ઘણાં કામ મ્હાન
અજાયબ ખરે મુખનું નૂર છે
શિકલમાં અરે કોઇ એ શૂર છે
ખુદા પર ધરાવેછ યકીન પૂર
કરૂં તેજ યકીન હું ખાસ દૂર
નબી નાંમ મારૂં–નથી કામ તેમ
પછી ચાલવા હું દઉં કેમ એમ
સબબ જાય શરબત બધું પી અહીં
મદદગાર તું થાય મારી તહીં
નકર તે ભયાનક સિતમ આવશે
અને આખરે તુજ ઉપર ફાવશે
નથી ચાલવાનું કશું તાહરૂં
સબબ માન જે આજ તું માહરૂં"
ઝુલીખાં વિચારે જીગર માંહ્ય એમ
"અઝિમ થાય દૂ:ખી–અને એમ કેમ

ઠગારો મને પાઇ શરબત કહી
જનમની બનાવી ન મેલે રહી
અરે લાજ મારી લુટીને હજી
જુઓ જીંદગી બી લુટે છે તજી
ખુદા ! તાહરી દે છુપી સ્હાય તું
સદા રંકને તો છુપો સ્હાય તું
અગર મ્હેરબાની હશે તાહરી
થવાની નથી ઘાત ત્યાં માહરી
ભલે મોત મારૂં નબી હાથ હોય
અઝિમ વાહલો તે સિતમ નહિંજ જોય
ચરણ હું પડી એજ ચાહું હવે
થવશ હું સુખી જીવ મારો જવે. ”
ઝુલીઆં પછી એમ બોલી સુખન
“નબી, તું ન થા એમ મુજપે કઠન
હુકમની નથી થાઇ હું લેશ બ્હાર
હવે તો દિધો છે તને સર્વ પ્યાર
કહી એમ શરબત ઉઠાવી પિધું
પ્રથમ નામ મુખપર ‘ ખુદા ’ નું લીધું
પછી બોલિયો તે બુરો બેકદર
“ કરશ તે જવાંપર હવે હું અસર
કરાવશ બધાં કામ શયતાનનાં
તજાવશ કુલે ગૂણ ઇનશાનનાં
અગર આપશે તું મદદ તાહરી
ફળે તોજ આશા બધી માહરી
બતાવી સરસ ચેહરો તાહરો
પછી હું રમશ ફંદ ત્યાં માહરો
સુરતપર દિવાનો થશે તે જહાર
મુરાદો બધી આવશે બર તહાર

ઝુલીખાં કરેછે જિગરમાં વિચાર
ખુદે મ્હેરબાંની બની છે અપાર
નથી આ બુરાને ખબર લેશ છે
વસેલા સિનામાં ફકત દ્વેશ છે
ખસમ માહરો જે અઝિમ નામદાર
કરે છે અરે તેહને આ શિકાર
શિકારી થયો છે નબી હાલ તો
ખુદાને ખબર થાય શું કાલ તો
નથી તેહની લાકડીને અવાજ
ધરી હોય તેણે અમારી દાજ
ઝુલીખાં પછી આય બોલી સુખન
" નબીનાં મદદમાં થઇશ હું મઘન
કરશ હું ખુશીથી તમોને મદદ
ચલાવો તમારો તમે સૌ કસદ "
નબી સાંભળીને થયો ત્યાં ખુશાલ
ખિલી અંતરે આશ કેરી મસાલ
નબી બોલિયો ' એ ઝુલીખાં જિગર
બને કામ તુંથી મહારૂં અગર
તને હું કરસ ભેટ એવી સરસ
બધી જીંદગીની છિમાસે તરસ
સિફતથી તહારી કરી આપ વશ
મને જોઇએ એટલું જાણુ બસ
[ જડાઇ હવે વારતાની કડી
નબીની વળી આખરીની ઘડી ]
ઝુલીખાં હતી જાણુતી એમ કે
નબી વાતથી આ અજાણોજ છે
મગર તે બુરાને હતી કુલ ખબર
અઝિમપર હતી તેહની તો નઝર

અઝિમને છુપાવ્યો હતો મ્હેલમાં
ફસાવ્યો હતો જાલમાં સ્હેલમાં
ઝુલીખાં નહીં જાણુતી આય વાત
હતી બાપડાં ખ્યાલમાં તે પછાત
નબી જ્યાર ત્યાંથી ઉઠીને ગયો
ઝુલીખાં તણુ રંજ મોટો થયો
'અરરે! કિધું મેં કયું કામ આજ
અઝિમની ભુલી કેમ ગઇ હાય દાજ
ગરૂરી અને ટેક કયાં માહરા !
નહીં ફંદ ત્યાં ફાવશે તાહરાં
બુરી શી પડી પાપની આય જાલ
ભુલી ગૈ અઝિમ વાહલાનુંજ વ્હાલ
નબી તો કરાવેછ મુજ પાસ ફંદ
અનું વ્હાલ છોડી અરે કેમ અંધ'
ઝુલીખાં દિલે આ કરે છે વિચાર
તહીં આવ્યો તેટલાં નાબકાર
" નબી માફ કર તું મને આય કામ
બજાવસ હુકમ તાહરાં હું તમામ
કરાવેછ શું આય મુજ પાસ પાપ
અરે સાંખશે કેમ તે જગ્ત-બાપ"
સુણી આ સુખન ઝાંઝમાં આવિયો
નબી બોલ્યો કે " ફરી દાવિયો
અગર હોય દેખાવ જો તે તને
સતાવે નહીં એમ પાછી મને
નથી ચાલવાનો હવે કૈંઇ કસબ
ખબર છે મને કે તને છે સબબ
ખુલાસો પ્રથમથી તને હું કરૂં
નહીં તુજ થકી કોઇ વાતે ડરૂં

અજિમ માહરો ખૂદ તે છે જવાન
હવે રાખજે તું નિખાલેશ ધ્યાન
અગર જો નહીં તુ શરણ ત્યાં થશે
પરૂં – લોહીમાં ગર્ક પોતે જશે ”
“ભલે નર્કની થાઉં હુ જાણ ભોગ
અઝિમ કાજ એવોજ જો હોય જોગ
અઝિમ નામવર ચુસ્ત છે ધર્મ પર
નકી નાખશે હેફ તુજ કર્મ પર
અઝિમ ખુદ ખુદાને નહીં ભલશે
નકામો અરે ફંદમાં ડૂલશે
નથી ત્યાં થવાનો અઝિમપર અસર
ખુદાથી નહીં ફેરવે તે જિગર
નહીં તે ખસમ હોય મારો, જવાન
કબૂલું ખુશી સાથ તારી જબાન
અઝિમ હોય જો તે અગર નેકજાદ
નથી આપવાની મદદ, રાખ યાદ”
“ અરે બેસમજ બેવકુફ ચુપ થા!
કરી રંજનો ખ્યાલ લે તું જરા
અઝિમની હવે તું થવાની નથી
કદી મુંજ કરેથી જવાની નથી
પછી શી તને છે ફિકર બોલ તું
જિગરનો જરા ભેદ બી ખોલ તું
તને શી કમી આજ આરામ છે
પછી અણગમું કેમ આ કામ છે
બધી મેલ બકબક, તજી દે બિગાડ
અને ‘દિલરૂબા’ ચાલ વ્હેલી વગાડ
અઝિમને છુપાવ્યોછ આ મ્હેલમાં
જકડશું હવે ફંદમાં સ્હેલમાં

ઝુલીખાં જિગર કર હુકમ આ કબુલ
સુખો દેખશે એ થકી તું અતુલ
અગ્રખ નયન આપેછ તારાં પ્રકાશ
અગ્નિમનો થશે એક લ્હેઝે વિનાશ
ખબરદાર થા ઓ જીગરજાન તું
સિતાબી કરી આ હુકમ માન તું
ભલે ખોફ તારો મ્હારે સરે
અગર ખોફ જેવું કશુંબી કરે
ન તું નેત્રથી આપ દમ મુજ તણે
કરસ મ્હાત આખેર હું તુજ તણે
હવે તું સદાની મહારી બની
હવે હુંજ તારો સદાનો ધણી
ફરીથી કહું છું, ન કર તું બિગાડ
ઝુલીખાં હવે દિલરૂબા તું વજાડ"
"શરણુ છું તાહરા હુકમને, નબી
મગર રાખતો આશ તું ના કબી
અગ્નિમની અશોધ જગે છે ઘણી
થવાનો નથી વશ તને એ ધણી
બની દોજખી નાર હું તો મગર
થવાનું નથી દોજખી તે જિગર
દિધેલું જિગર જેહને એકવાર
તહેને બનું બેવફા કેમ ધાર
ફરજ તું મને એહવી નાજ પાડ
લડાંવ્યાછ તેં તો મને સર્વ લાડ
અગર તું ફરજ, તે મને પાડશે
નહીં સાર સારો નકી કાઢશે
મને એટલી વાત તું માફ કર
પછી હું ચુમું તુજ ચરણુ બેફિકર

કરે એટલી અર્જ જો તું કબુલ
બિજી વાતમાં જાણુ હું છું કબુલ
અઝિમનો કરૂં હાય હું કેમ નાશ
ભલે આય ભવ જાય મારો ઉદાસ
સુખી સ્વર્ગ તેનું કરૂં હું ઉજડ ?
અરે ! ખ્યાલ આ દીલથી સર્વ કહાડ
પવિત્રાઇનો તેહ પાયોજ છે
ખરી સત્યતાનો સુ–સાહ્યાજ છે
નથી તુજ સમો તે બહીનો ધણી
ધરાવેછ તે તો અશોઇ ઘણી
નહીં મંત્ર તારાં થશે રામબાણ
થશે ફંદમાં તું નકી મ્હાત જાણ
ભલે નાર હૂરી સમી હોય પણ
થવાનો નથી પ્યારમાં તે શરણ
ફરેસ્તાઇ છે અંતરે પાક તે
કરી નાંખશે મંત્રને ખાક તે
'ઝુલીખાં બની છે મહારી હુંરમ'
ન તું એમ કહેતો–ખુદાના કસમ
દુઃખાસે ન તો તે દુઃખીનું જિગર
ભયાનક થશે કાંઇ તેથી અસર
લબોપર ચુંબન તુજ હતાં જેહનાં
પડે છે તહીં મુજ અરે એહનાં
સુખન એહવા તું ન કહાડે કદી
ઝુલીખાં તણી સાથ કીધી બદી
અરે એહવું નાં કહી બોલતો
ખસમ પાસ મારા ન તે ખોલતો
દિઠેલું હતું સૂખ તેં જેહવું
ઝુલીખાં બતાવે મને તેહવું

ખુદાને થકી તું ન કહેતો અરે
અળાપે ઝુરીને ન તો તે મરે
ઝુલીખાં નથી આજ નારી સતી
ન આ વાત જાણે મહારો પતી
લુટી તેંજ તેની અરે પાક લાજ
ન તું કાઢતો એમ એકે અવાજ
ફરજથી મને તેં ફશાવીછ હાય
અરે ! પાપ–ગારે ડુબાવીછ હાય
કસમ છે તને પાક યઝદાનનાં
કસમ છે તને દીન-ઇમાનનાં
બુરાઇ કરી મુજ વિષે તેં ઘણી
ન જાણે કદી તે માહરો ધણી
વચન ! હાય ! તેં તો ફરજથી લિધું
ખરાં દીલથી મેં નર્થા આ કિધું"
ઝુલીખાં તપી ગૈ તહીં બોલતાં
અવા દીલના ભેદને ખોલતાં
ફરીથી કહ્યું કે "અરે બેકદર !
ખુદાની નઝર છે તહારી ઉપર
સિનામાં લખી રાખજે આય વાત
થશે આખરે તો તહારીજ ઘાત
લુટી લાજ મારી લિધી આબરૂ
ઝુટી ખાક જેવી કિધી આબરૂ
હતી નાર હું તો અરેરે સતી
અગર વાત જાણે મહારો પતી
નકી જીવ લેશે નખી તાહરો
લખી રાખજે બોલ આ માહરો
"તુરત ચૂપ થા બેવફા ઓ ચુડેલ !
મમતને ખુણામાં હવે સર્વ મેલ

હવે કશ તહારી જરા તું જબાન
નકામો જશે જ્યાં નકર મીચ જાન
ન માને હુકમ તું અગર માહરો
ખરાબો થવાનો ઘણો તાહરો
નમે છે મને કુલ ખુદાની ખલક
નમે છે મને કુલ શહેરો - મુલક
નમે છે મને કુલ જમાનો–જમી
સબબ એ ઝુલીખાં ! મને રહે નમી
ખુશીમાં અગર માહરી આવશે
તને મુજ પરી સ્વર્ગ પણ ફાવશે
ખુશીમાં નહી હોય મારી અગર
પડે દોજખે જઇ તહારૂંજ સર
ફરે સૂર્ય પોતે, ફરે આસમાન
ફરે કુલ સિતારા, ગ્રહો સાથ ચાન
નહી નબીનો ફરે જ્યાં હુકમ
મહારા હુકમ પર બધાંનું કદમ
સબબ, છોડ લતરાજ તું તાહરી
શરણ થા હવે આશને માહરી
ઝુલીખાં સમજ તું હવે જ્યાં બતાવ
નકાંમો મને તું ન આજે સતાવ
અગર માહરૂં તું નહી માનસે
ખલલ પહોંચસે તાહરા જાનસે
અગર શ્રાપ હુ દેઉં જો એક અંગ
બની જાય તેથી પલક માહ્ય સંગ
નહી રેહશે રૂપમાં નારના
તજી ખ્યાલ દે આગલા પ્યારનાં
અઝિમને બનાવશ મહારો ગુલામ
પુરે દીલની આશ તો મુજ તમામ

ઝુલીખાં બીચારી હવે શું કરે
જિગર ધાસતીથી બધું થરથરે
નહીં આપડીનું કશું ચાલિયું
થવાનું કહો શું ટળે ટાળિયું
પછી તે પલીદે હશીને કહ્યું
"હવે કામ તો સ્હેલ બાકી રહ્યું
બધાં કામ શયતાનનાં હું કરસ
બદીની ધરાઉં છ મોટી તરસ
બધાં માનવીને કરસ હું ફનાં
પડે ચેન મુજને નહીં તે વનાં
શરણુ છે મને દેવતાબી અહીં
પરી-જીનનો તો હિસાબ જ નહીં
કરસ હું જગે કુલ બદીના કામ
ફના હું બનાવસ જહાંને તમામ
નથી તેં શિકલ જોઇ, જો, માહરી
કરૂં છું હવે ખાતરી તાહરી
ખરો ખુબસુરત છું જરા જો જિગર
થશે પ્યારની નેક તુજ પર અસર'
કહી મૂખથી બૂરખો ખોલિયો
અને તે બુરો ત્યાં ફરી બોલિયો
'ઝુલીખાં, જરા મુજ તરફ કર નઝર
કરૂં છું હુકમ, જો જરા બેફિકર"
સુણીને ધ્રૂજી બાબડી તે કલામ
વળી શું કરે છે નબી આજ કામ
"હશે મંત્રની કાંઇ કપટી કુચાલ"
ઝુલીખાં તણે ઉપજ્યો એમ ખ્યાલ,
"ડરૂં છું, મને તું નબી ના ડરાવ
વળી આ નવો ફંદ તું નાં બનાવ

નબીએ કહ્યું "ના નથી કાંઇ ફંદ
મતી કાં કરી દેછ તું એમ મંદ
જરા મુજ તરફ જો ઝુલીખાં જીગર
અરે નાખ તું એક ઝાંખી નઝર
શિકલ હું બતાઉંછ મારી તને
ન તું આપ અપમાન એવું મને."
જરા હામ રાખી કરી ત્યાં નઝર
તુરત ચીશ પાડી બની બેસબર
ઝુલીખાં ડરીને પડી ધ્રૂજવા
ન લાગું કશું તેહને સૂજવા
કર્યું મીનનું પૂતળું કેમ હોય
ડઘાઇ બચારી નબીનેજ જોય

*　　*　　*

ફરામર્ઝની ત્યાં સુધી થાઇ વાત
પડસેં તેટલાં તો જુઓની પ્રભાત
ફહલદીનને તે નમીને ગયો
સફલ તેહનો આય ફેરો થયો
ખુશી શાહજાદી તણે થાઇ મ્હાન
રસીલું ઘણું લાગિયું દાસતાન
હશીને કહ્યું કે 'સખી ઓ ગુલાબ
સુણી વાત હું તો ભૂલી ગેજ ખાબ
ખરેખર ફરામર્ઝ તો છે કવી
અજાયબ સુણી વાત આજે નવી
મને હર્ષ થાયોછે આજે અપાર
વગાડેછ કેવું રસીલું ગીતાર
હુનરમંદ છે કોઇ આ મર્દ નેક
કથન પણ કહ્યું છે ઇજતથી દરેક

ખરે રાહની રંજનો છે ઇલાજ
મને બહુ ગમે છે મધૂરો અવાજ
દિવસ થાઇ આખર પડે જ્યાર રાત
ફરીથી સુણીશું કવી પાસ વાત
શરૂ તે પછીથી થઇ તહિં સફર
લાલારૂખનું ખુશ બનાવી જિગર
દિવસ જ્યારે આખો થયો ત્યાં પસાર
લિધો કાફલાએ નદી પર ઉતાર
હતી ખુશનુમાં તે જગા લીલથી*
ખુશી સૌ થયાં જોઇને દીલથી
પડયા કાનપર પંખીઓનાં પુકાર
વળી ખુશનુમાં ત્યાં જણાયો ચિતાર
જડયા તંબુઓના ખુટા તે જગે
ખુશાલી વશેર્લી હતી સૌ રગે
બધા ઝર કસબથી ભરેલા હતા
કસબ† ઉંચથી તે કરેલા હતા
વળી બાબ્બુઓની બનાવટ હતી
સરસ ખુશનુમાં તે ઉઠાવત હતી
હતી કંદિલોની‡ હજારેક હાર
જહા શાહજાદી તણો છે ઉતાર
રસાલે બધે છે હજારો મસાલ
અજબ આપતી દૂરથી કાંઇ ખ્યાલ
બધાં જંગલે આપતી તે ઉજાસ
ઘણું ખુશનુમાં લાગતું આસપાસ
વળી વાયુની આવતી ઠંડ લ્હેર
વસ્યુ જંગલે હોયની કોઇ શહેર!

---

* લીલોતરી. † હુનર. ‡ ફાંનસો.

અધુ' લાગતું તે સમું ત્યાં ખુશાલ
હતા સર્વ ગાતા ખુશીનાજ ખ્યાલ
હતો એહવો તે રસાલે હુકમ
જનાના તરફ કો' ન મેલે કદમ
સબબ શાહજાદી સખી સર્વ સાથ
ખુશાલે ફરી આવતી ગાથ–ગાથ *
મગર આજ તેણે કિધો આ હુકમ
ફરામર્ઝના જલ્દ લાવો કદમ
ફદલદીન પણ હોંશથી આવિયો
ફરામર્ઝ આજે ફરી ફાવિયો
અધૂરૂં હતું જ્યાંહથી તે કથન
ચલાવ્યું વધૂ હોંશથી તે મથન
લિધું હાથમાં નિજ રસીલું ગિતાર
બતાવા નર્બાનો ફરીથી ચિતાર.

*  *  *

અઝિમની હકીકત કહું છું હવે
સબબ છે અહીં ખાસ રોશન થવે
હતો ખુબસુરત એક ગબરૂ જવાન
ગુલા હતાબી ગાલ ગુલની સમાન
કદાવર હતું તેહનું ખૂબ તન
દિલાવર હતું તે વિરાનું વદન
સુશોભિત ફુવારા હતા મ્હેલમાં
ઉભેલો હતો ત્યાં અઝિમ સ્હેલમાં
બધેબધ ફરી સર્વ જોતો હતો
મગર ભાન પોતે ન ખોતો હતો

* થોડું-થોડું; પાસે પાસે.

હતો હૉલ તે ખુશનુંમાં બાશિચાર
હતું સ્વર્ગ ગોયા અમર પાયદાર
નબીની બતાવી હતી ત્યાં નવાઇ
નહીં મ્હેલ એવો કહીં હોય ભાઇ
હતાં ખાસ સોના તણાં દ્વાર-બાર
હતા તોરણોમાં હિરાના જ હાર
હતી મ્હેલમાં સર્વ મખલૂક નેક
હતાં સાંધણો સૂખનાં તો દરેક
અજાયબ અઝિમ જોઇ તેને થયો
બધે બધ ફરી મધ્ય ભાગે ગયો
હતો ત્યાં હિરાનો ફુંવારોજ એક
વળી મોતિઓથી મઢેલો દરેક
ધિમો સેરથી ફૂંકતો જળ હતો
અજબ નમ્રતાથી ગગનપર જતો
પમરતો હતો કાંઇ એવો સુગંધ
થતો જીવને ખૂબ તેથી આનંદ
હતો બ્હેસ્તના બાગ કેરો ચિતાર
અજબ આવતા જોઇ તેને વિચાર
ગાલીચા હતા મખમલી કીમતી
જડેલાં ઝવેરો વળી કીમતી
બગીચે હતાં રંગ-બેરંગિ ગુલ
ફળો સાથ વૃક્ષો ઝુલેલાં અમૂલ
હતો પંખીઓનો અજાયબ જમાવ
જડે જે સમો કોઇકોનેજ દાવ
કબૂતર, હિરાબોલ, નૂરી, મયૂર
મદન સારિકા, બુલબુલોબી મધૂર
વળી હંસ, કોકિલ, મેના, સુરત
અને કાકટોવા અજબ ખૂબસુરત

સરોવર હતું ખૂશનુંમાં મ્હેલમાં
પડેલાં હતાં હંસ ત્યાં સ્હેલમાં
બધી આય મોહક ચિન્હો બેમિશાલ
અઝિમ જોઇ થાયો જીગરથી ખુશાલ
મગર તેટલાં ખ્યાલ આ આવિયો
સબબ તે ખુશાલી ઉપર ફાવિયો
'હશે સ્વર્ગનું દ્વાર હ્યાંથી અઝિમ !
બતાવ્યું રબે આય કયાંથી અઝિમ!
નબીને મળ્યું માન જ્યાંથી અઝિમ!
હશે એજ શું ઠામ ત્યાંથી અઝિમ!
અરે! શું ખૂદેમાં હવસ હોય છે
ઝવાહેરના આ નકશ હોય છે
ખુદે ખ્યાલ ફાંની અબસ હોય છે
કદી લોભ-લાલચ ક-વસ હોય છે
નહીં ! રે નહીં ! સંત સાધુ-શુરા
ખુદે પ્રેમમાં જે મચેલા પુરા
નથી તેમને કાંઇ એવી ઉમેદ
ખુશાલી નથી કે નથી કાંઇ ખેદ
અજબ આય રચના ઝવાહિર જડી
ખુદે-પ્રેમ પાસે રહે છે પડી
નથી પૂછતું તેહનો કોઇ ભાવ
કરે છે મિનોઇ તણો સૌ બચાવ
કબુલ આ કરૂં મોહિની આજ કેમ
કહે ઇશ્વરી કાયદા નેક નેમ
નબીએ મને લાલચે નાખવા
નહીં આ કર્યું હોય હ્યાં રાખવા
બતાવી ઝવાહીર એવાં મને
ફશાવા નહીં હોય ચ્હાતો તને

અઝિમ ! ચેતિને તું ખબરદાર થા
હિંમત રાખ દિલ સાથ હુશિયાર થા.
કિધા એક બાજા સરસ ખ્યાલ એમ
બિગાડો થયો તેટલાં ભાઇ કેમ
તરફ એક સારૂં, અઝિમ બોલતો
ઘડીમાં વળી હર્ષમાં ડોલતો
જિગરમાં થયો તેહને એમ ખ્યાલ
'ખરે છે મળ્યું એજ જિન્નત વિશાલ
ફુંવારો હિરાનો ઉડે છે અજબ
મઢયો મોતીએ, એ નથી શું ગજબ
હિરાનો ફુંવારો ! મઢયો મોતીએ !
ખરે આંખથી જોઉં છું જોતિએ
નબીમાં અસર જાદુની કાં ન હોય ?
હિરાનો ફુંવારો અગર આંખ જોય !
ફરસબંધ લીસો હતી એક સીલ
અઝિમે ઝુકાવ્યું તહીં ભાઇ ઢીલ
ન તે સીલ, તે તો બિછાનું હતું
મુલાયમ—મખમલ—શિરાનું હતું
અજાયબ હતો જોઇને એટલાં
સુણ્યો સાદ નાજૂક ત્યાં તેટલાં
હતું કોઇ ગાતું મધુરો હલક
ફિદા જે ઉપર થાય આખી ફલક
મનોહર હતી તે અકેકી અલાપ
સુણી ખુશ જીગર જે થતું બે હિસાબ
'મધુરો હશે કોણનો એ સરોદ
વળી સંગીતે છે વજનદાર બોધ
ઉમરમાં નથી મેં સુણ્યું એહવું
ગણું તે મનોહર હશે કેહવું

જિગર પર અસર માહરાં થાય છે
અરે કોણ એવું અહીં ગાય છે
ફરસ પર સુતો ત્યાં અઝિમ નામવર
હતું લ્હેરમાં ખૂબ તેનું જિગર
હજારો વિચારો તહીં આવિયા
નવા તર્ક સાથે વળી લાવિયા
ઝુલીખાં તણી યાદ હૈયે ચઢી
સુખોનો થઇ યાદ તેને ઘડી
સુતો હોય તેનીજ તે ગોદમાં
પડી સાન તેની સુખી શોધમાં
ઝુલીખાંજ ગાતી હતી તે હલક
સમજ તેમ રાખી તહીં તે પળક
હતું ગીતમાં એહવું ભાઇ બ્યાનઃ—
"અરે વાહલી! ઓ જિગરની કમાન!
સુખી જે ઘડી જાય તે છે સુખી
દુઃખી તો બચારા સદાના દુઃખી
સુણી સાર એવો–ગમી પૂર થાઇ
ઝુલીખાં! ખરેખર! સદાની ગમાઇ"
કરે છે અઝિમ ખ્યાલ આ એટલાં
પરીનું વળ્યું ટોળું ત્યાં તેટલાં
હતી ખુબસુરત એકથી એક તે
લિબાશે જરી માંહ્ય દરએક તે
શુરૂ ત્યાં બધીએ કિધો એક નાચ
અઝિમ તો પડયો જોઇ જાણે અવાચ
પછી નાચતી નાચતી દૂર થાઇ
ફકત ત્યાં ઉભી એકલી એક બાઇ
બધી નાજનીમાં હતું તેજ નંગ
ગુલાબી બદન, ગાલ ને રંગ, અંગ

હતો હુશ્નનો એવો ભાઇ બ્હાર
તુરત સંત મોટા તહીં ખાય હાર
હતી એહવી તે પરી બેમિસાલ
ન આપી શકે રે કલમ કાંઇ ખ્યાલ
કદમને ચલાવી અઝિમ પાસ ગઇ
અને બેઉની આંખ ત્યાં એક થઇ
અરે તે વખતનું કરૂં કેમ બ્યાન
અઝિમખી ભુલ્યો સાનની સાથ ધ્યાન
ફરસ પર પરીએ જગ્યા ત્યાં લિધી
અને આંખ એવી અદાથી કિધી
ઇશારે કહ્યું કે "હવે ગાઉં ગીત
સબબ તે ઉપર તાહરૂં રાખ ચીત"
હતું તેહના હાથમાં જે ગિતાર
વજાડયું પછી ત્યાં ઘણું આબદાર
મધૂરો વળી કંઠખી બોલિયો
અઝિમખી સુણીને તહીં ડોલિયો
હતો ગીતનો એહવો ખાસ સારઃ—
"જિગર કર જરા યાદ તું ચિલમિનાર
શું 'બેન્ડેમિઅર' ત્યાં નહી એક છે
પવન, પુષ્પ, પંખેરૂં દરેએક છે
સદા બુલબુલો ગાય ગાણું જહીં
મધુર પંખિઓનું જ ઠાણું તહીં
દિવસ થાય આખો ખુશીમાં પસાર
પડે રાત ત્યારે જીગરને કરાર
હતો ખુશનુમાં ત્યાં કિનારો સરસ
ગમે ખીસવા નહિ વરસનાં વરસ

ઝુલે દ્રાક્ષના ઝૂમખા બેશુમાર
હતી ખુદરતી સર્સ લીલા અપાર
સુખી તે દિવસ બાળપણનાં જવે
મને થાય છે યાદ આજે હવે
હશે બુલબુલો ગીત ગાતાં હજી
જશે પંખિઓ કેમ તેને તજી
હશે ગુલશને તે મનોહર ગુલાબ
જિગર તેજ કરતા હતા તર ગુલાબ
હજીબી હશે ત્યાંજ તે નર ગુલાબ
ન બીજે દિઠાં તેહવાં સર ગુલાબ
સુગંધી સરસમાં હતાં હર ગુલાબ
ધરે હાથ શોભે ખરે કર* ગુલાબ
અરે ! ત્યાં હશે કે નહીં જર ગુલાબ
ન નાબુદ થતાં ઓ! ખરેખર ગુલાબ
મગજ તાઝગી આપતું હાય ! પૂર
બિરાજી સુખાર્વિંદ પર નેક નૂર
સુતો હું મુકીને સનમ-ગોદ સર
હતું તે સમે તો સુખી આ જિગર
હતું તે સમે તો ખરૂં સ્વર્ગ-સૂખ
કશી વાતની બી હતી નહિ જ ભૂખ
કલાકો સુધી તેમ પામી કરાર
ઘડીઓ થતી શાન્ત મારી પસાર
અરે ! તે કિનારો નથી આજ હ્યાં
અરે ! તે નથી શાન્તિનું રાજ હ્યાં
અરે ! તે નથી સ્વર્ગનું તાજ હ્યાં
નસિબ લાવિયું હા ! શા કાજ હ્યાં"

---

* કર—હાથ.

સુણી સુંદરીનું સરસ આય ગીત
અઝિમનું ચકિત ત્યાં થયું સર્વ ચીત
પડી યાદ તેને બધાં સૂખની
ઉઠી સુર્ખ લાલી તુરત મૂખની
પછી એકલો દીલમાં બોલિયો
"અજબ સુંદરીએ ભરમ ખોલિયો
શિકલ છે અજબ સુંદરીની મધૂર
બુરી નેમવાળો તુરત થાય ચૂર
અઝિમ પર અસર નહીંજ એની થશે
અગર એહને પ્યાર મારો વશે
ગરિબ છોકરી ! તેં મધુર ગાયું ગીત
અઝિમનું ન ચોર્યું મગર લેશ ચીત
અઝિમથી અગર રાખતી હોય આશ
ખરેખર થશે તું ઉમેદે નિરાશ
અઝિમ પર અગર રાખતી હોય પ્યાર
થવાનો નથી તે તહારો શિકાર
અઝિમ પર ધરી હોય દિલમાં ઉમેદ
નફામાં નકી દેખશે રંજ-ખેદ
અજાયબ ખરેખર વગાડયું ગિતાર
હુનરનો બતાવ્યો સરસ તેં ચિતાર
ખરે છે મધુર તાહરો આ હલક
હતે શાહ તો દેત તુજને મુલક
ખરો ખુશનુમાં ચ્હેર છે તાહરો
ભલો ખ્યાલ ખેંચ્યોછ તેં માહરો
અજબ આંખ આપેછ તારી પ્રકાશ
ભલા સાધુને બી પડે પ્રેમ-પાસ
અજબ હોઠ તારા, અજબ ગાલ લાલ
અજબ હુશ્ન તારૂં ખરેખર કમાલ

મગર નેક તું તો દિશે કોઇ એક
કુમારી હશે નાર નિર્દોષ નેક
નહીં હોય દામન ઉપર લેશ ડાઘ
હશે સ્વચ્છ ખ્યાલેજ ભરપુર દિમાગ
ભલા સદગુણોથી દિશે છે ભરી
ખરી પાક છે કોઇ એ તો પરી
ભલી રાહ એની તજાવી બુરી–
અરે નેમથી કેમ ફેરૂં* છુરી
ખરી કોઇ નિર્દોષ આ નાર છે
અજબ દિલ પસંદ કોઇ દિલદાર છે
મગર હું ફશાઉં નહીં એહને
ફરેબે ડુબાઉં નહીં એહને
અગર હું કરૂં આજ ત્યાં બદ નઝર
ગણાવસ ગુન્હાગાર રબ દ્વાર પર
બુરો હું નથી, નહિ કરૂં કામ બદ
તજૂં કુલ બુરાઇ ભરેલાં કસદ
ભલાઇ કરી જીંદગીમાં બધી
બુરાઇ હવે હું કરૂં શું કદી
પતીવૃત્તને કેમ પાપાં કરૂં
કરી પાપ હું કેમ ભવને તરૂં
બુરા માર્ગનો છે નતીજો બુરો
અને નેકિનો છે નતીજો નુરો
ખરી રાહ છે ખુદ ખુદાને પસંદ
બુરાના ગણે છે બુરાં સર્વ ફંદ
ભલે જીવ મારો અહીં જાય આજ
કરી બદ નઝર નહિ કરૂં પાપિ કાજ

* ફેરવું.

બુરા માર્ગ પર નહિ કદી દોરવું
વચન બદ નહીં હું વદી દોરવું
કુમારી રહે નાર એ નિત્ય પાક
ધરૂં છું જિગરમાં ખુદાનોજ ધાક."
કરે છે અઝિમ બાપડો આ વિચાર
તલેસમ બન્યો તેટલાં એક ત્યાર
ખિમેથી સર્યો એક પડદો તહીં
ઉભેલી હતી અપ્સરાઓ મહીં
કરી મશ્કરી ખૂબ સઘળી હસી
શિવા બે, બધી તુર્ત ત્યાંથી ખસી
સરસ પુષ્પનાં ખૂબ વરસાદ સાથ
પડી બ્હાર તે બે, ધરી બેઉ હાથ
તુરત ગીત ગાનાર ત્યાંથી ઉઠી
અઝિમનીજ ચ્હાનાર ત્યાંથી ઉઠી
નઝર એક નાખી અઝિમની ઉપર
પછી દૂર થઇ હાય નાખી જીગર
નવી તે પરી બે હતી ખુબસુરત
અજાએબ મોહક હતી તે સુરત
હિરાના હતા સર્વ સણુગાર અંગ
ઝલેહદાર નામો હતાં તેજ નંગ
રૂપેરી બરફ સમ હતી બાજુ ખાસ
હિરા–મોતિઓનો ન હિસપર કચાસ
તુરત નાચ કીધો શુરૂ એક સર્સ
હતો તે પરી બેઉમાં ખૂબ હર્ષ
ખિમા આવિયા મ્હેલમાંથી સરોદ
સરસ આપનારા મધુર પ્રેમ–બોધ
વળી નાચ સાથે સરસ ગીત ગાઇ
ફિદા તે પરી બે ઊભી પાસ જાઇ

અઝિમ તેમને દેખિને ખૂબ દંગ—
થયો, ને અજબ કૈં ઉપજિયા તરંગ
સરસ નાજ–નખરાંથિ તેપર અસર
અજાયબ થવાથી ગયો પ્રેમ પર
મગર તેટલાં હોશમાં આવિયો
ખુદાનો જરા ખ્યાલ દિલે લાવિયો
ચમકિયો તુરત ને થયો ત્યાં બિદાર
પછી ભૂલ દેખી કિધા આ વિચાર:—
"સુણી આ પરીનું સરસ ગાનતાન
અઝિમ! તું ભુલ્યો તાહરૂં કેમ ભાન
બદીમાં જરામાં ફસી તું જતે
બશારત ખુદૈ જો ન તુજને થતે
બધી જીંદગી નેકિમાં તેં પસાર
કરીને, ફશી તું જતે પાપ–ગાર
હવસને ન કાબુ તું કરતે જરી
જરૂર ફાવતે તુંજ ઉપર તે પરી."
તુરત ઊઠિયો ફર્સથી તે અઝિમ
વસાવી ભલા ખ્યાલ દિલમાં કદિમ
ચિતારો હતા ત્યાં ઘણાએક સર્સ
હુનરમંદ હાથે ઘણાએક વર્ષ
હરો તે બનેલા ઘણા આબદાર
ખુદે, પ્રેમ, સંસાર એના ચિતાર
સોલોમન* હતો ભુતનો ભુપતી
સબા† સાથ તસ્વીર તેની હતી
યુસુફ સાથ તેની ઝુલીખાં જીગર
રજૂ થઇ અજાએબ કરતી અસર

* સોલોમન:—ભૂત–પલીતનો રાજા. † સબા = સોલોમનની માશુક.

હઝારો હતાં ચિત્ર એવાં તહીં
અઝિમ ધ્યાન આપે કહોની કહીં
ચિતારા હશે કોણ એના કવિ
વખાણો કરે ખાસ જેના કવિ
વખાણે ન તો ભાઇ શેના કવિ
વખાણો કરે તેજ તેના કવિ
પડયો જ્યાર જોવા અઝિમ ત્યાં ચિતાર
ભુલ્યો ભાનથી તે પરીનાં વિચાર
બુરી રાહથી સ્હેજમાં તે બચ્યો
ખુદાએજ સંજોગ તેનો રચ્યો
કવિ ને ચિતારા ખરે એક છે
જુઓ નેમ બંન્ને તણી નેક છે
કરે છે કવિ બસ મગજમાં વિચાર
ચિતારો પુરે છે પિછીથી ચિતાર
કવિનું મગજ ને ચિતારાનો ખ્યાલ
ધરે છે હંમેશાં સુસંગીજ ઢાલ
કરે કલ્પનાં નિત્ય શાયર નવી
નવી કલ્પનાંથી જ તે છે કવિ
નવા તર્ક સાથે નવા દેઇ રંગ
મગજમાં કરે છે ઉભું એક અંગ
કવિ જ્યાં પુગે ત્યાં પુગે ના રવી
સદા તર્ક તેથીજ ઉપજે નવી
ચિતારો કરે મગજમાં જોઇ ખયાલ
હુનર તો બધો હાથમાં છે વિશાલ
વલણ જૂદિ છે, કામ જૂદું નથી
કલમ જૂદિ છે, નામ જૂદું નથી
કરે છે અઝિમ ખ્યાલ એવા અહીં
સુણ્યાં તેટલાં ગીત ગાતાં તહીં

સરોદો મધુરા હતા આવતા
ખુશીનાં તુરંગો વળી લાવતા
પડી બારિની બ્હાર તેની નઝર
કુલે કુદરતી સર્સ દેખાવ પર
સરોવર, નદીનાં સરસ જોઇ નીર
ખૂદે ખ્યાલ સાથે ખિલ્યું તે ખમીર
લિલાં સર્સ મયદાંન દેખી સપાટ
ખિલ્યો હર્ષમાં જીવ તેનો ઉચાટ
ગવાતું હતું ગીત જે હાલમાં
હતુ તે ખિ તો ખુદ ખુદે-ખ્યાલમાં
અઝિમ પર બધાંની અજબ થઇ અસર
ખુદાને નમ્યું તુર્ત તેનું જીગર :-
"ઇલાહી! બધી જહાન છે તાહરી
ઇલાહી! ખતા બક્ષ તું માહરી
ઇલાહી! નમે છે તને કુલ ખલક
ઇલાહી! બનાવી બધી તેં ફલક
ઇલાહી! હુકમ તુજ ઉપર સર્વ જહાંન
ઇલાહી! બધી જહાંનનો પારાબાન"
ખુદાની કરી યાદ જાંનો-જિગર
અઝિમ તો ઉતરિયો ઝુલીખાં ઉપર
થયું યાદથી ચાક તેનું જિગર :-
"ઝુલીખાં હશે કયાં અરે દીલબર
બધું સૂખ છે, તું નથી એકલી
અરે! કિસ્મતે તું પડી એકલી
હશે કયાં ? અરે ખુબસુરત નેક નાર
પતીવ્રત્ત છે તું ખરે એક નાર
થશે બેવફા જહાંન આખી-બધી
થવાની નથી બેવફા તું કદી

ગયો જયાર હું છોડિને જંગ પર
રદન તેં કિધું બસ અજબ અંગપર
નહીં માનિયું મેં કહ્યું તાહરૂં
જશે છે જીગર આજ આ માહરૂં
ખરેખર થવાનુ હતે તે થતે
નહીં હાલ મુજ આજ એવો હતે
સબર તે ખુદાની! નસીબો ફરે-
જહીં માનવીનો, તહીં શું કરે ?
નસીબો કરે તે કરે નહિજ કોઇ
નસીબો ફર્યાંથી દશા આય જોઇ
નસીબો ફર્યાંથી ફર્યો આય હાલ
નસીબો ફર્યાંથી પડી આય ફાલ
નસીબો ફર્યાંથી દુખી હું થયો
નસીબો ફર્યાંથીજ હું દુર રહ્યો
નસીબો ફર્યાંથી ગયાં સર્વ સૂખ
નસીબો ફર્યાંથી દિઠાં આય દુઃખ
નસીબો ફર્યાંથી ફર્યું આ ફલક
નસીબો ફર્યાંથી તજી મેં ઝેલક
નસીબો ફર્યાંથી જુદે આજ જોઇ
નસીબો ફર્યાંથી તકો સર્વ ખોઇ
નસીબો ફર્યાંથી થયો સર્વ નાશ
નસીબો ફર્યાંથી દીઠી રંજ ખાસ
નસીબો હતે તો હતે માન બી
નસીબો હતે તો હતે શાન બી
નસીબો હતે તો હતે સો મુરાદ
નસીબો હતે તો હતે સર્વ યાદ
નસીબો હતે તો હતે સર્વ જોર
નસીબો હતે તો હતે સર્વ તોર

નસીબો હતે તો હતે સર્વ વાત
નસીબો હતે તો જતે સર્વ ઘાત
નસીબો હતે તો જતે રંજખી
નસીબો હતે તો હતે ગંજખી
નસીબો હતે તો હતે નૂર નેક
નસીબો હતે તો હતે સર્વ ટેક
નસીબો હતે તો હતે સર્વ સૂખ
નસીબો હતે તો જતે સર્વ દૂ:ખ
ખરેખર હશે આય સ્વપ્નું મકાન
ભુલાવેછ ઇનસાનનું કેમ ભાન
ભરેલો હશે કંઇ તલેસમ અજખ
નકર* નહિ કરે આય રીતે ગજખ
ઝુલીખાં હઝારો હશે કોશ દૂર
મગર નાખ ઓળો અરે પાક નૂર
જવા લાગિયો જ્યાર હું જંગ પર
અજખ આંજુઓ વેરિયાં અંગ પર
હતે માનિયું મેં અરે તાહરૂં
થતે આજ બુરૂં નહીં માહરૂં
ખરે મોતિઓ નાંખિયાં આંખથી
મને જ્યાર છોડિયો પાંખથી
રહું શું હવે કમનસીબી ઉપર
મને કયાર મળશે મહારાં જીગર
મને કયાર દેશે હવે તું કરાર
અરે કેમ એનો કરૂં હું વિચાર
સિતારો શિહા કેમ મારો થયો
બુરો હાલ શો આજ તારો થયો

---

* નહી તો.

ફ્રુશે શી ગતી આજ રે ! તાહરી
ભુલે છે વિચારી મર્તા માહરી
ખુદાને ખબર કે હવે શું થશે
નસીબો મને હાય ! ક્યાં લૈ જશે
અરે કમનસીબી ! જળો નામ તુજ
બધાંને કરે, હાય? બદનામ તુજ.
ફરીથી પડયું બંધ તે ગીત ત્યાં
અઝિમનું થયું સ્વસ્થ કંઇ ચીત ત્યાં
ઉડી ગઇ બધી અપ્સરાઓ તુરત
પડી એકલી ત્યાં અઝિમની સુરત
"હવે હું પડયો છું અહીં એકલો
જવાનો હતો હું કહીં એકલો ?"
અઝિમે કિધો આય દિલથી વિચાર
તુરત ચોંકીયો તેટલાં તે લગાર
"નિસાસો" પડયો કાન પર તેહનાં
ફિકર થઇ પડી જાનપર તેહનાં
ફરી પીઠ દેખેછ શું તે જવાંન
નજર એક થાતાં ભુલ્યો સર્વ ભાન
ઉભેલી હતી નાર બુરખો મુકી
નજર નેક થાતાંજ પોતે ઝુકી
હિરા–મોતિમાં નહિ મઢેલી હતી
ન મગરૂબિ આંખે ચઢેલી હતી
નહીં જર કસબનો હતો તે લિબાસ
હતી સુંદરી સાદિ તે એક ખાસ
બુખારા તણી સ્ત્રી કરે જ્યાર ગમ
મુકે જે લિબાસે *કદમ–દર–કદમ
હતો હાલ તે, સુંદરીનો તહીં
સુખી દીસતી તે જરાબી નહીં

પડયો જ્યાર આકાર એવો નઝર
અજાયબ અઝિમપર થઇ ત્યાં અસર
"હશે કોણુ એ ?" એમ કીધો વિચાર
સિનામાં ખરે હોય લાગી કટાર
ગયો'તો લડાઇ ઉપર તેહ જ્યાર
ઝુલીખાં લિબાસે હતી જેહ ત્યાર
તુરત તેહવો ખ્યાલ ત્યાં આવિયો
બધો તેજ દેખાવ બતલાવિયો
અજબ લાગણીએ કિધું ભાઇ ઘેર
અજબ જન્મ પામી અઝિમમાં મહેર
નિરખિયો પ્રથમ તેજ આકારને
ન તામોશ શકયો કરી પ્યારને
પસાર્યાં ભુલી ભાન ત્યાં તુર્ત હાથ
બગલગીર કીધી તહીં તેણિ સાથ
અઝિમનાં કરે* જઇ પડી જેવિ નાર
બની તુર્ત બેભાંન – બેઅખ્તીયાર
અઝિમ તે ઘડી જો ન સાવધ હતે
ખરે તેહ નારી પડી ત્યાં જતે
જીખાતી બચાવી અઝીમે તુરત
દિઠો તેટલાં ચેહરો ખુબસુરત
"અરે ઓ ખુદા ! શો તલેસમ કિધો
મને ગંજ શું આજ મારો દિધો.
ઝુલીખાં ! અરે ! કેમ આવી અહીં
શિકલ ક્યાંથિ તારી બતાવી અહીં
શિહા મુજ સિતારો શું રોશન થયો
વખત ગીર્દશીનો શું વીતી ગયો

* કરે=હાથે.

વહી વાદળી શું બધી રંજની
ખુદાએ કિધી ભેટ આ ગંજની
શુકર તાહરા પાક પરવરદિગાર
જમીન ને જમાના તણા પાળનાર
બધી પૃથ્વીનાં એ છુપા પાશબાન
પુગે કોણ તારી ગતીને મહાન
કમીના ઉપર મ્હેર કેવી કરી
મુરાદો દિધી તેં મહારી ફરી
હજારો તહારા કરૂં છું શુકર
ઝુલીખાં ઉપર નાખ તારી નઝર
બધી જીંદગીનું ચમન એજ છે
ઉમેદો તણું મુજ ચમન એજ છે"
કહી આંખ પર બેઉ લિધાં ચુંબન
તરસતાં જીગરને કર્યું ત્યાં મઘન
હવાથી ગરમ પીગળે જયમ બરફ
અસર થઇ ચુંબનની જુઓ તે તરફ
ખુલ્યાં દૃધ સમ ટોપચાં આંખનાં
ચિતારો પડયાં ત્યાં નજર પાંખનાં
ભુરા સર્સ જેનાં હતાં નેણ-બાણ
અઝિમનો ભરેલો હતો જયાંહ માણ
ઝુલીખાં નયન ઠેરવી જોય છે
જીગર તેનુંબી ઘણું મ્હોય છે
'અઝિમ!' એમ બોલી પડી ગોદમાં
વહ્યાં નેંણુથી નીર ત્યાં ધોધમાં
રડીને કરી જયાર છાતી ખલાસ
અઝીમે કરી ત્યાં ફરીથી તલાશ
" ઝુલીખાં ધ્રુજેછે અરે કેમ તું
અરેરે ! કરી શું રહી એમ તું

"જિગર જાન પ્યારી જરા બોલ તું
અરે દીલનો ભેદ કે ખોલ તું
ખુલાશો મને કાંઇ કર પાકજાદ
અરે કર જિગર આગલી કાંઇ યાદ
સુખી આપણે હાય ! કેવાં હતાં
અરેરે દુ:ખી ક્યાર એવાં હતાં !"
અઝિમનો સુણીને સુખન'પાકજાદ'
દુ:ખી થાઇ, દામન કરી તુર્ત યાદ
ઝુલીખાં વિચારે જિગર માંહ્ય એમ
"હવે છાજશે હ્યાં 'પવિત્રાઇ' કેમ
પતિવૃત માનેછ મુજને અઝિમ
ખબર ક્યાંથી રે! હોય તુજને અઝિમ
નબીએ લુંટી મુજ તણી સર્વ લાજ
હતી મુજ અઝિમે ચણી સર્વ લાજ
ખુલાશો હવે કેમ એનો કરૂં
ભલું કે હવે હુંજ પોતે મરૂં
અરેરે ! અઝિમ જાણશે જ્યાર વાત
મરી તે જશે હ્યાં કરી આપઘાત
ચિરાશે જીગર એહનું કેહવું
નહીં હોય આફત પડયું એહવું
ખરે નાખશે મુજ ઉપર ધીટકાર
સુણી તુટશે દીલ એનું અપાર
નબીનો ખરેખર હવે કાળ છે
અઝિમનું અનુંન મહા વિકાળ છે
ભલું કે ખુદા આપ મુજને મરણ
ગુજારૂં અરજ હું પડીને ચરણ
ભલો તે હવે તુર્ત ભૂંડો થશે
હજી કેહવું નેક હૈયું હશે

ગણે છે મને એ હજી 'પાકજાદ'
હવે કેમ આપું બુરી વાત યાદ
કરેછે અરે શી તરાંહ પ્યાર એ
દુખાશે બહુજ હાય દિલદાર એ
વફાદાર સાચો ખરો યાર એ
ધરાવેછ સાચોજ સણગાર એ
હજી મુજ ઉપર પૂર બલહાર એ
બનેલો નથી વ્હેમિ તલભાર એ
ભલો નેક છે એક ભરથાર એ
સુણી પામશે શી તરાંહ હાર એ
મને મારવાનો તુરત ડાર એ
નથી જીવવામાં કશો સાર એ
મને જાણશે બેવફા હાય ! જ્યાર
દુ:ખી તે થશે શી રીતે જીવ ત્યાર
અરે ભેદ ખરો કથું શી તરેહ
કથનમાં હવે મુજ મથું શી તરેહ
નથી પાક મારી રહી આજ લાજ
કહું શી રીતે–તું લજા રાખ આજ
ખુદાવંદ ! છું નાર નિર્દોષ એક
રયોમંદ ! તું રાખ મુજ આજ ટેક
બધી પૃથ્વીના ઓ છુપા પાશબાંન
મને આય વખ્તે જરા આપ શાન
મને આય વખ્તે તુરત કર મદદ
ખુદા ! કમનસિબનો સફલ કર કસદ
નબીએ ફસાવીછ મુજને અરે
નકર નહીં જ આ પાપ ચોંટે સરે
નબીનું જજો નર્કમાં ગર્ક સાર
ઉતારી મને પાપનાં ગાર પર

કુશન, કેમ તુજને કહું એ અઝિમ
છુપી રંજ કયાં તક સહું એ અઝિમ
હજીબીં વફા બસ રહું એ અઝિમ
ખુશીથી બુરી થઇ, ન હું એ અઝિમ
પતિવ્રત હું તો હતી એક નાર
હશે મુજ સમી જાુજ બી નેક નાર
અરે રાખતી હું સદા ટેક નાર
કિનારે પડી પાપને છેક નાર!"
વમલમાં પડયું તે મનોહર કમલ
"કહું કેમ હું વાત મારી અસલ"
અઝિમને ઉપજિયો તહીં આ વિચાર
ઝુલીખાં હજી કાં દુઃખી છે અપાર
જીગરમાં હજી એહનાં છે ખલલ
મગજ પર છુપું કોઇબી છે વમલ
પછી પૂછિયું "ઓ ઝુલીખાં જિગર
પડી રંજ શી બોલ તારી ઉપર
મુશીબત બધીને હવે ભૂલ તુ
તજી ખ્યાલ દે જાન બિલકૂલ તું
ખુદાની હજીબી હશે કે રહમ
થયો આય મેલાપ આજે બહમ
ઉમેદો બધી તાહરામાં ભરી
ટકી તુજ ઉપર જીંદગી છે ખરી
મળી છે મહારી મને મન-મુરાદ
મુશીબત ભુલી કર ખુદાનીજ યાદ
કિંવા કિસ્મતે દૂર જોકે પ્રથમ
મળ્યાં તેજ લેખે અરે ત્યાં બહમ
ખુદા પર મુરખ માત્ર નારાજ થાય
અકલમંદ કદી નહિજ તારાજ થાય

ખુલાસો જરા વાતનો આય કર
ચિરાયું છ શાથી જીગર તુજ જીગર,"
અઝિમનાં સુણી નેક એવાં સુખન
ઝુલીખાં કહે "રાસ્ત તું છે તદન
ચિરાયું છ મારૂં જીગર આજ તો
નથી તે રહ્યું પાક તુજ કાજ તો."
ચમકિયો સુણીને અઝિમ તેજ પળ
અરેરે ! દુ:ખોનાં હતી એજ પળ
"ખુલાશો મને કર ઝુલીખાં જરા
ભરમ-ભેદ તું બોલ તારા ખરા
ગણું છું તને મુજ ખુશીનીજ ખાણ
ટકયો છે અરે તુજ મુરાદેજ પ્રાણ
પતીવ્રત, પ્રેમી, અરે પાકજાદ
જરા આગલા પ્યારને રાખ યાદ,
અઝીમે કહ્યું, હોઠ પર લૈ ચુંબન
"અરે પ્રીય ! છે પ્રીત તારી કઠન"
ઝુલીખાં કહે છે 'સબર ઓ અઝિમ
મને નાં સમજ તુજ જિગર ઓ અઝિમ
ચુંબન હોઠ પર મુજ ન કર ઓ અઝિમ
નથી હોઠમાં એ કદર ઓ અઝિમ
હતા તાહરા એ-દિવસ તે ગયા
હવે હોઠ એ પારકાના થયા
પવિત્રાઇ એની બધી થાઇ ભંગ
હવામાં ગયા જાણુ તારા તુરંગ
અશો પાક તું, છું બુરી નાર હું
બની છું અઝિમ તુજ ગુન્હાગાર હું
મને કર સજા, છું સજાવાર હું
નથી પાક રહિ નેક દિલદાર હું

ફસી છું બુરા એકના ફંદમાં
થયો ફેર એવો દિવસ ચંદમાં
કર્યો છે અહીં કેદ જેણે તને
ફસાવીછ તેણેજ રે ! ત્યાં મને
લુટી હાય દામન – લુટી પાક લાજ
સુણ્યો તે બુરાએ ન મારો અવાજ
નથી ચોર તે આ સુખન માત્રનો
ખરો ચોર તે છે મીતી–પાંત્રનો
બુખારા ઉપર જો ન ઉઠતે લડાઇ
અઝિમ ! હું ન જોતે તહારી જુદાઇ
દિવશ મુશ્કિલીનાં નહીં આવતે
બુરો નીચ પાપી નહો ફાવતે."
સુણી આ સુખન ખુબ થાયો ગરમ
" બુરો નીચ પાજી મુંજી બેશરમ
સુલીખાં ! કહે તે હશે હાલ ક્યાં
કજા આવિ તેનો હશે ખ્યાલ ક્યાં
નહીં મર્દ જો હું સજા નહિ કરૂં
નબી કે ફર્માને હવે નાં ડરૂં
બતાવી પવીત્રાઇ બાહેરથી
બુરા કર્તુકો થાય માહેરથી*
ખરો સાધુરૂપેજ શયતાન છે
ઠગલબાજ મૂંજી બુરો મ્હાન છે
છુપાવી શિકલ સર્વ કર્તૂકની
બતાવેછ શુભ ચાલ વર્તૂકની
અરે પાપિ ! તુજને જબે ' હું કરૂ
તને મારૂં યા હું અઝિમ બી મરૂં "

---

* અંતકરણથી.

પછી કટિયું હાથ સાથે કપાલ
બુરાની બુરી ચાલનો લેઇ ખ્યાલ
'અરે કમનસીબી ! થયો શો ગજબ
સિતમ શો ખુદા આચ પાડયો અજબ.'
તુટી કુલ ઉમેદો તણી સર્વ પાલ
દયાવાન તેનો થયો ખૂબ હાલ
" ઝુલીખાં ! નથી તું દિવાની બની
અઝિમને તજી તું બિજાની બની!
અરેરે! અરેરે ! તુટી કુલ ઉમેદ
બનું કેમ તારો હવે આચ ખેદ
નિરાશી જનમની મને તો મળી
અઝિમ ! તું જવાનો હવે તો ચળી
બુરો નીચ નાપાક મૂંજી ગુલામ
નબી નામના 'દેવ' છે તમામ
કસમ છે ખુદાના લઇશ આચ વેર
કરિશ તુજ તખત સાથ તારાજ શ્હેર
કમીના ! તું શત્રુ થયો આજથી
કિનો લેઉ મારી જીગર-દાજથી
ફેંખાડું તને હું તખત-તાજથી
ચખાડું તને સ્વાદ આ કાજથી
"બુખારા ઉપર જો ન ઉઠતે લડાઇ
અઝિમ હું ન જોતે તહારી જુદાઇ.'
સુખન આચ શાથી વદી તું કહે
સિતમ આચ સીનું હવે નાં સહે
ખુલાશો ખરો તું હવે ખોલજે
ખરૂં હોય તે તું બધું બોલજે
"અઝિમાં જો હતે પાપ મુજ દિલમાં
ન પડતે કદી કાપ મુજ દિલમાં

ખુલાસો તને કેમ કરતે અરે
છુપાવી બધું ગુમ ફરતે અરે
નિખાલેશ તું માન મુજને અઝિમ
કહું છું ખરી વાત તુજને અઝિમ
અઝિમ આ જીગર જાન તારાંજ છે
હજી નેણ તારાંજ પ્યારાંજ છે
કહું મનશ્ની ભલી પાકથી
ફસી છું નબીનાં બુરા ધાકથી
કમીની બની હું હવે ખાકથી
બની બેવફા એક નાપાકથી
ગયા બાદ તું, જંગપર એ જીગર
પડી મુજ ઉપર આ બુરાની નઝર
કિધું આય દૃષ્ટે બુરૂં એક કામ
" મુવો જંગમાં(તું) અઝિમ નેકનામ
ખબર આય ખોટી પુગાડી મને
ફસાવી ફરેબે બગાડી મને
ન માની અજલ મેં અઝિમ તાહરી
ગણી જીંદગી મેં કદિમ તાહરી
નબીને ન થઇ જ્યાર હું તુર્તો વશ
ફસાવી મને લઇ ગયો તે કવસ*
કિધું તે બુરાએ મ્હારૂં હરણ
બતાવી બુરા ચિત્ર કીધી શરણ
કિધી મ્હેલમાં આ મને કેદ છે
અઝિમ ! એ સમો એહનો ભેદ છે
કજા જ્યાર તારી સુણી એમ મેં
નહીં માનવી બોલ તેં કેમ મેં

* કંઢગી રીતે.

વફા તોય રહેતે તને હું અઝિમ
બુરાએ લુટી ત્યાં કરૂં શું અઝિમ
દુખાયું હશે સખ્ત તારૂં જીગર
મગર કેમ નથી મુજ ઉપરબી અસર
ફરેબે નથી બેવફા થઇ ફરી
જબરદસ્તિથી હું ફરી છુ ખરી
જબરદસ્તિથી એ જીતી છે ગયો
જબરદસ્તિથી હાલ એવો થયો
તરક તું મને જો કરે ઓ અઝિમ
નહીં સંગ મારો ધરે ઓ અઝિમ
ઝુલીખાં તણાં જીવની જાણુ ઘાત
હવે મોત મારૂં નથી હ્યાં પશ્ચાત
અઝિમ! જોઇ તારી હયાતી હવે
નબીને રહું શું દબાતી હવે
કરે કયમ સહન હાય છાતી હવે
અરે ફાટિ તે કાં' ન જાતી હવે
દિવસ આવિયો આય પાંતી હવે
બની દૂર સુખની સપાટી હવે
બુરો જાદુગર એક એ છે નબી
અઝિમ! સરકશી તું ન કરતો કબી
ફસાવેછ તે શત્રુ કે મિત્રને
બતાવેછ બરાં ઘણાં ચિત્રને
ઘડીમાં બતાવેછ તે એક બાગ
ઘડીમાં બતાવેછ ભયંકાર આગ
ઘડીમાં બતાવેછ જંગલ અઘોર
ઘડીમાં બતાવેછ તે સર્પ મોર
ઘડીમાં બતાવેછ દોજખ ચિતાર
ઘડીમાં બતાવેછ મોટા મિનાર

ઘડીમાં બતાવેછ તુફાની પવન
ઘડીમાં બતાવેછ ઉભેલું ગગન
ઘડીમાં દિવસની બતાવેછ રાત
ઘડીમાં પિદરને બતાવેછ માત
ઘડીમાં પડે પ્હાડ મોટા નઝર
ઘડીમાં દિશે ઓલિયાની કબર
ઘડીમાં ગ્રેહાનો કરાવે મિલાપ
ઘડીમાં રડાવે—ઘડીમાં અલાપ
ઘડીમાં કરે વૃષ્ટિ વરસાદની
ઘડીમાં લિલા, ક્ષેત્ર બરબાદની
અઝિમ! એ મિસાલે બધો હાલ છે
બુરો નીચ નાપાક કંગાલ છે
ઘણો કહેરિ વેરી, ઘણો ક્રૂર છે
બુરાં કર્તુકોથીજ ભરપૂર છે
બુરાં કર્તુકો તેજ તેની ગમત
બુરાં કર્તુકો તેજ તેની રમત
બુરાં કર્તુકો તેજ તેનો કરાર
બુરાં કર્તુકો તેજ તેના વિચાર
બુરાં કર્તુકો તેજ તેની ઉમેદ
બુરાં કર્તુકો તેજ સાહ્યો સફેદ
બુરાં કર્તુકો તેજ તેનું ચમન
બુરાં કર્તુકો તેજ તેને ચમન
બુરાં કર્તુકો તેજ તેનો ઇલમ
બુરાં કર્તુકો તેજ તેના કસમ
ખુલાશો અગર હોય તુજને કબુલ
અઝિમ! માફ કર તું મને આય ભુલ
અગર બેવફા ખાસ ધારે મને
ખુશી સાથ તું તુર્ત મારે મને

ગુન્હાગાર છું હું ખરી તાહરી
લજા રાખ વ્હાલા હવે માહરી
ફરેબે નથી એ અઝિમ! હું ફસી
જબરદસ્તિએ છે મને તો ડસી
નબી નીચ કેવો કિનાખોર છે
બુરો તુજ 'અજલ'નો બિએ ચોર છે
ઉઠાડયું ગલત આય શું ગૂલબાન
'અઝિમ પ્હોંચિયો જંગમાં તે જહાંન'
નિરાધાર હાલત બતાવી મને
બુરાએ પછીથી સતાવી મને
અઝિમ! તું અફસોસ કર થઇ નિરાસ
ખરી ખાતરીથી હજી કર તપાસ
કદી આય સરખી મહારૂં કપાય
કદરદાન! તુજને ન મુજથી ઠગાય
જગતમાં અગર જીવબી આય જાય
અગત તાહરી લેશ ઓછી ન થાય
જીવાડે મને તો જીવું હું હવે
વિના તું, અઝિમ! હું જીવું શું હવે
અજલ—જીંદગી છે તહારે કરે *
મુકયું મુનસફી તાહરીપર ખરે
ગુન્હાગાર છું, બેવફા, નીચ છું
કમીની હવે દુષ્ટ હું કીચ છું
મને પદ્‌વિ તું 'પાક'ની નાં લગાડ
પવિત્રાઇનો કુલ થયો છે બિગાડ"
"ઝુલીખાં, અરે એમ ના બોલ તું
કરાવી ચુકી પ્યારનો તોલ તું

* હાથે.

ન લાલચ ઉપર તું ફસી વાહલી
જબરદસ્તિથી તું ખસી વાહલી
નબી નીચપર જો હતે તુજ નઝર
ન કરતે ખુલાશો તું પુછિયા વગર
ઝુલીખાં! ઝુલીખાં! હશે આય લેખ
પડી મસ્તકે તો કલંકીત મેખ
ખુદાની ખલકનાં અજબ ભેદ છે
વળી ભેદમાં બી ઘણાં છેદ છે
નબીએ તને હ્યાં ફસાવી ભલે
મદદમાં ન તકદીર આવી ભલે
ઝુલીખાં મને આખરે તું મળી
મુરાદો બધી જાણ આજે ફળી
ખુદાનું ખુદા કામ કરશે જિગર
નિરાધારની દાઝ ધરશે જિગર
બુરો પાપમાં તેજ પડશે જિગર
નકી પાપ તેનેજ નડશે જિગર
કરી કર્તુકો તેજ રડશે જિગર
શિહા તે મુજીનુંજ સડશે જિગર
બદી-બીજ રોપાં ન નેકી મળે
બદી-વૃક્ષ પર ફળ બદીનાં ફળે
ઝુલીખાં! ન કર તું જિગર કાંઇ ગમ-
શિહા સરજતે આય પાડયો સિતમ
ફશાવીછ તું સમ ઘણી એક નાર
હતી જે પ્રથમ નીતિમાં નેક નાર
બુરો ફેજ પામે સદા પાપિ શખ્સ
અને નેકિનો છે સદા નેક નક્ષ
તને નેકનામી ઘટે છે હજી
ખુશીથી નથી કાંઇ દામન તજી

ખુલાશો મગર તું મને એક કર
ફરી લગ્નથી કે, કહે તે વગર?
"જબરદસ્તિથી તે નથી ફાવિયો
અદા લગ્નની તો અદબ લાવિયો
હુવસને નથી થાઇ તાબે કદી
સિતમની વહી સર ઉપર તો નદી
અરે! જંગમાં પામિયો તું મરણ
ગણી એમ દુ:ખથી થઇ છું શરણ
જબરદસ્તિનાં તે લગ્ન તો હતાં
દુ:ખી દીલનાં તે લગ્ન ઓ હતાં
નિરાધાર હું નાર નાચાર છું
સજાને અઝિમ તુજ સજાવાર છું
રહી જ્યાર તો જુલમની ન હદ
શરણ મેં કીધો ત્યાર તેનો કસદ
કરૂં છું બધું ચાહ હું જ્યાર તે
હશે છે ફતે'થી ફુલી ત્યાર તે
હતું હેત તુજ પર, ન હિસ્સે હજાર
નબી નીચ મુજથી કદી પામનાર
અઝિમ! બોલ મુજને કીધું સર્વ માફ
સિનું શું ખરેખર બતાવેછ સાફ
નથી છળ-કપટથી વરતિયો અઝિમ
ધરાવેછ શું પ્રેમ તારો કદિમ?"
"ન કર તું ગમી ઓ ઝુલીખાં જીગર
હતી જે પ્રથમ તેજ આજે નઝર
હતી જે પ્રથમ પ્રેમની આગ તે
ધરાવેછ બસ આય દિલ-બાગ તે
લખી સૂર્ય સીને, સદા રાખ ચાહ
હજીબી ગણું છું તને પાકજાહ

હજીબી ગણું છું તને હું ભલી
હજીબી ગણું છું ગુલાબી કલી
હજીબી ગણું છું ખરા પ્યારથી
હજીબી ગણું એક દિલદારથી
ઝુલીખાં! સિનું મ્હારૂં સાફ છે
ખતા તાહરી કુલ તને માફ છે
હતું તેજ જે તાહરાં મૂખ પર
તજ્યું તે નથી આટલાં દૂખ પર
સદાની હવે તું સુસે સૂખ પર
રડે છે અરે કાંય આ રૂખ પર
ખુલાશો બધો તાહરો બ-હાલ છે
હતું જે અસલ, આજ તે વ્હાલ છે
અસલ જે હતો, આજ તે પ્યાર છે
ફરક તેહમાં તો ન તલભર છે"
અઝિમના સુણી આ દિલખુશ સુખન
બની ગઈ તે નાર હર્ષે તદન
અસર એટલી તેનિ થઇ તે ઉપર
બની તુર્ત બેભાન ભ્રાંન્તિ વગર

* * *

અઝિમનો પડયો જીવ તેથી ઉદાસ
દિઠું કે મદદ કોઇ છે આસપાસ
નહીં કોઇ નર-નાર પડિયાં નઝર
દિઠો એકલો બસ સિવા દાદગર
ઘણી મુશ્કીલે આબ છાંટી-ભરી
મદારત ઝુલીખાં તણી ત્યાં કરી
મિનિટ વીસમાં તે વલી હોશમાં
તુરત કાઢિયા આ સુખન જોશમાં

"શુકર તુજ કરૂં છું હજારો હજાર
અરે દાદગર પાક પરવરદિગાર
અઝિમ! તુજ હજી મુજ ઉપર પ્યાર છે
ફરી, તોય મારો તલબગાર છે
સમાતો નથી છાતિમાં આય હર્ષ
વળ્યો ત્યારે તું સામટો હાય! હર્ષ
થયો કેટલો એ અઝિમ! ફેરફાર
થવાનું હતું શું થયું તે વિચાર
હવે માર્ગ શો આપણા પ્યારનો
નથી ચ્હાતિ હું સંગ બદકારનો
ખરી ફર્જની છે મનેબી ખબર
ખુશીનાં નથી લગ્ન મારાં મગર
ખુશીનાં અગર લગ્ન મારાં હતે
નબીને નમીને નબીની થતે
અગર હોત તે એક ભરથાર નેક
વર્યા વર હતે તે વફાદાર નેક
હતે તેહનો પ્રેમ ને પ્યાર નેક
વફા હું થતે તો મહોદાર નેક
ફસાવી મને ખાસ ફંદો રમી
ફશાવી હવે દેઉં તેને ગમી
સજાવાર બૂરો દયાને નથી
કથીને કથું કેટલું હું કથી
બુરા સાથ જે કો' કરે છે બુરાઇ
ગણાતી નથી તે ખુદાથી ઠગાઇ
હતે એજ ભરથાર મુજને વફા
ન હરગેજ એવી કરત હું જફા
ફશાવીછ એણે ઘણી નેક નાર
બુરો બદનઝર બેવફા છે અપાર

વફાદારિ પર હક્ક ત્યારે હતે
વફાદાર જો તે મનેબી થતે
'અઝિમની અજલ!' નો રચ્યો ફંદ ખાસ
બનાવી મને આજ એવી નિરાસ
સબબ ઓ અઝિમ! તું પ્રથમ ભાલકર
ખલારી તણો કાંઇ તું ખ્યાલ કર
તજી આય પાપી બુરાં ધામને
નિખાલેશ કરિયે પછી નામને
મગર, તે બુરા જાદુગરથી ડરી
સદા ચાલજે ચોંપ રાખી ખરી
ગયાં જો હતે બેઉ સાથે મરી
મુલાકાત એવી ન થાતે ફરી
બુરી હું બની તોય તું ચ્હાય છે
ખુદાની ખુશીનું હજી થાય છે
બુરી હું બની તોય તું છે વફા
બતાવેછ તારૂં સિનું છે સફા
ભલા! હું ગણું કેમ તારી ભલાઇ
ગઇ ગર્ક આભારમાં છું દબાઇ
કસમ છે મને પાક કિરતારનાં
કસમ છે મને નેક નરનારનાં
કસમ છે મને કુલ ખલક-બાપનાં
કસમ છે મને પ્રુથ્વિના પાપનાં
કસમ છે મને માત ધરતી તણા
કસમ છે મને જગ્ત મરતી તણા
કસમ છે મને ચંદ્ર ને સૂરનાં
કસમ છે મને નેકિનાં નૂરનાં
કસમ છે મને આ ગગન ગોલનાં
કસમ છે મને બોલ અન્મોલનાં

કસમ છે મને પાક તુજ પ્યારનાં
કસમ છે મને તું અશો ચારનાં
કસમ છે મને કુલ છુપા મર્મના
કસમ છે મને પાક કુલ ધર્મનાં
મરૂં તોય હું તુજ તણે નહિ તજું
સદાકાલ તારોજ ચ્હેરો ભજું
સદાકાલ રાખું તહારોજ ખ્યાલ
મરણ કે જીવનની હવે તુંજ ઢાલ
ટકી છે હવે તુજ ઉપર કુલ ઉમેદ
ખુશાલી બધી તૂંજ, ને તૂંજ ખેદ."

"ઝુલીખાં! ન કર એટલો સખ્ત ગમ
ભલી નેકિ પર છે તહારાં કદમ
ભલી નેકિ પર તુજ કુલે ખ્યાલ છે
ભલી નેકિ પર તાહરૂં વ્હાલ છે
ભલે આજ તું જોય છે દુષ્ટ ભુલ
થશે તે જરૂરજ ખુદાને કબુલ
ઝુલીખાં! અરે! કાંય પસ્તાય છે
ખરી ખાતરી માહરી થાય છે
સિનું રાખિયું છે અહીં મેં સફા
ગણું છું તને હું હજીબી વફા
વફાદારિ તારી ખુદાને કબુલ—
થશે ને બક્ષશે બધી તારી ભુલ
થવાનું હતું તે નસીબે થયું
હવે બાકિ આ તે હજી ત્યાં રહ્યું
જિગરમાં વશાવી ફરેસ્તાઇ પ્યાર
હજી રાખ હૈયું તહારૂં ઉદાર
ખરા પ્યારની એ અચલ રીત છે
સિનાની સફેમાં ખરી મીત છે

ખરા પ્યાર પાછળ સદા હોય રંજ
પરીક્ષા લઇ રખ પછી દેછ ગંજ
હજી દુઃખનો છે પડયો એક પ્હાડ
નબીનાં ફનાં જયાં સુધી થાય હાડ
હવે શું કરૂં તે ન સુઝતો ઉપાય
સીફ્ત વાપરી કેમ છુટકાર થાય"
"ફરીથી કહું છું તને હું અઝિમ
વિચારી વરતજે અરે તું અઝિમ
બુરો જાદુગર બહુ મકરબાજ છે
બુરાનાં હમેશાં બુરાં કાજ છે
નસીબો કરાવેછ આજે મિલાપ
મગર છે નબીનું હજી એક પાપ
ખુદાએ મને આજ આપી ઉમેદ
મગર છે જિગરમાં મને એક ખેદ
મહારો છુટક રે! થવાનો નથી
અઝિમ! તું મને લઇ જવાનો નથી
બુરો નીચ મૂંજી ઘણો કૃર છે
પ્રપંચો નબીમાં અરે પૂર છે
ન ઇનસાન તું માન એને અઝિમ
ખરો જાણુ સયતાન તેને અઝિમ
અઝિમ! તું ફતેહમંદ થશે કેમ હાય
બુરો જાદુગર જો જરા ચેતિ જાય
ઘણીબી સિફતમાં સદા પામિ હાર
પછી થાઇ તાબે, અરે નામદાર
ખરૂં ભતખાંનુ જ છે આય ઘર
ભુલાવેછ ઇનસાનની. જે નજર
નથી રાહ એની જડી કોઇને
ખબર કોઇ દન નહિ પડી કોઇને

નબી એક જાણેછ રસ્તા બધા
તલેસમથી તાણેછ રસ્તા બધા
છુટક થાય એવી નથી લેશ આશ
કરૂંછ ખ્યાલ ત્યારે બનું છું નિરાશ"
કહી એમ ભેટી અઝિમને તુરત
બગલગીર થઇ નાર તે ખુબસુરત
પરસ્પર હજી તો બતાવેછ પ્યાર
અરે! તેટલાં ત્યાં થયો અંધકાર
તલેસમ બન્યો એક ત્યાં તો તુરત
નહીં જોઈ શકયાં પરસ્પર સુરત
ધડાકા–કડાકા થયા પાંચ સાત
તુફાંની અરે હોયની જેમ રાત
ઝુલીખાં ડરીને કહે "એ અઝિમ
નબીનાં બુરાં કર્મ આ જો અઝિમ
દિવસની બનાવી પલક માહ્ય રાત
તુરત છોડ મારો અઝિમ આય હાથ
બધી વાત એણે છુપી સાંભળી–
હશે, તેથી એવું વિઘન છે વળી
થવાની હવે તો અઝિમ હાય! ઘાત
કરી લે જરા યાદ તું જગ્ત–તાત
બુરો નીચ લેશે હવે વેર પૂર
ઉભો તું રહે મુજ થકી લેશ દૂર
થયો હાય! વાકીફ બધી વાતથી
હવે દૂર નથી આપણે ઘાતથી"
ફરી ગર્જના થાઇ વિજલી મિશાલ
વળ્યાં બાંગમાં વૃક્ષ તેથી વિશાલ
'વચન યાદ કર તુજ અરે મુર્ખ નાર'
પડયો એક પડદા મહીંથી પુકાર

ઝુલીખાં સુણીને ડઘાઇ રહી
હિવાની સમી ફાળ ખાઇ રહી
"વચન યાદ કર તુજ અરે બેવફા
જરા ખ્યાલમાં લાવ પેલી જફા
ઇશારત અગર એક અહિં હું કરૂં
તુરત તેજ દેખાવ પાછો ધરૂં."
"નહીં! રે નહીં! ઓ! ન કર તું જફા
નબી! થા ખુદા વાસ્તે નાં ખફા
બધા જુલ્મથી ઓ નબી! તું સતાવ
મગર તે ન દોજખ ફરીથી બતાવ
ઘણી કમકમું છું બુરૂં ચિત્ર જોઇ
ફરીથી પડિશ સુદ્ધિ હું સર્વ ખોઇ
હુકમ તુજ તણાથી નથી લેશ બ્હાર
મને આ સિતમથી અરે! તું ઉગાર"
ઝુલીખાં તહીં ખૂબ કંપી રહી
અઝિમની નહીં એકસંપિ રહી
સુણીને ઝુલીખાં તણાં તે સુખન
દુખાયું અઝિમનું તહીં ખૂબ મન
"અરે! આ ઘડી તું હતી માહરી
વળી કયમ ફરી રે! મતી તાહરી"
અઝિમનાં સુણી આ વચન તેહ નાર
બની તે જગે બહુ ગમીથી ચિકાર
"ખુદા વાસ્તે, ઓ અઝિમ! તુર્ત ન્હાશ
નકર ત્યાં થવાનું બુરૂં કાંઇ ખાસ
ભયંકર આફત ઉભી છે સરે
ઝુલીખાં થવાની ન ત્હારી ખરે
નબીએ છુપી સાંભળી સર્વ વાત
થયો તે થકી આપણો આય ઘાત,

કહે છે વધુ, એટલાં તે પુકાર
ફરી સાંભળી તે ઉઘડ્યું ખૂબ નાર
'અરે બેવફા! રાખ તું કાંઈ ખ્યાલ
નબીનું તને તો ઘટે એમ વ્હાલ
અઝિમની નથી નાર તું ચેત એમ
દિવાની બની છે પછી એમ કેમ
હુજીબ્બા જરા શાન તારી સમાલ
નકર ખૂબ બૂરો થશે જાણ હાલ
કબુલ–બસ કબુલ તું અહીં એમ કર
'નઝર હું કરૂં નહિ અઝિમની ઉપર
અઝિમને ગણું છું ખરો હું ગુલામ
અરે મૂખથી બોલ એવા કલામ'
  ધડાકા–કડાકા ફરીથી થયા
ઝુલીખાં તણાં હોશ જાતા રહ્યા
ઉભો દેવ ત્યાં એક એવો પલીદ
બુરો ડર બતાવા થતો તે બજીદ
નબી જો કરે તેહને એક સાન
પલકમાં ઉઠાડે બુરો તે તુફાન
  ઝુલીખાં ધ્રૂજી દેવને જોઇને
"ન ચાહું નબી! તું શિવા કોઇને
તુરત આ બદીને અરે દૂર કર
ન હૈયું તહારૂં નબી ક્રૂર કર
ખુદા વાસતે તું મને હ્યાં બચાવ
બુરા દુષ્ટ દેખાવ ના તું બતાવ
કબુલ છે મને આ નબી! તુજ હુકમ
મુકું છું હુકમ તાહરા પર કદમ
ડરી ત્યાં નબી ઝુલીખા ક્રૂરથી
અઝિમને કહ્યું દીલ–દુ:ખ–પૂરથી

"નબી માહરો–તું નથી એ અઝિમ
હજી સત્ય ઇનસાફથી જો અઝિમ
નબી નેક મારો ખરો છે ધણી
અરેરે! મુરખ કાંય તું પર બની
મુવાં ફુલ રવાનો મુરે આજ શાખ
ઉમેદો બની તાહરી સર્વ રાખ
બનાવટ નથી, હું કહું છું ખરૂં
કસમ આ લઉં છું નબી રૂબરૂ
અઝિમ! તું અહીંથી હવે જલ્દ જા
ન મારો–અરે કોઇનો યાર* થા
ગણું છું તને હું નબીનો ગુલામ
ફરીથી ન બોલીશ પ્રેમી કલામ
મને ના પકડ, છોડ મુજ ખ્યાલ તું
હવે નેકિની ચાલથી ચાલ તું
ન કર પારકી નાર પર તું નઝર
ઉતરશે નબી–ખોફ તારી ઉપર
તજી પારકી નારની પૂઠ તું
નિકલ બસ, હ્યાંથી તુરત ઉઠ તું
ફરીથી ન મેલીશ હ્યાં તું કદમ!
નફામાં નકર સખ્ત જોશે સીતમ"
ઝુલીખાં નબીને મનાવા થકી
સુખન એટલા બેવફા થઇ બકી
અઝિમને જિગરમાં હતો તોય પ્યાર
હતો પ્રેમ તેનો ખરે બેકિનાર
ફશેલી હતી તે નબી હાથ પર
બુજી તે શકી નહિ અઝિમની કદર

* સાથી.

"મને માફ કરજે છુપા નેક બાપ
અઝિમને હિણીને કિધું છ આય પાપ
ફસેલી મગર નાર હું એક છું
બુરો છે નબ્બી—હું હજી નેક છું
હજી નેક છે માહરા ફુલ વિચાર
હજી નેક છે મુજ અઝિમનોજ પ્યાર
હજી નેક છે તેજ દિલની ઉમેદ
હજી નેક છે છાતીના સર્વ છેદ
હજી નેક છે આય મારૂં જિગર
નથી એ બુરાની જરાબી કદર
ખરૂં કે ખસમ મુજ, મગર ક્રૂર છે
બુરી ખસલતોથીજ ભરપૂર છે
ખરી નેકિનું તો અઝિમ નૂર છે
નબ્બી દુષ્ટથી જે સદા દૂર છે
અરે સર્વ ઇનસાનનું પાપ છે
જગે સર્વ ઇનસાન પર શ્રાપ છે
અરે એજ શત્રુ બીધી જહાનનો
અરે એજ છે કાળ* ઇનસાનનો"
ઝુલીખાં કરે છે હજી આ વિચાર
થયાં અંગ પર પુષ્પ† તેના નિસાર‡
થઇ ફૂલની વૃષ્ટી આકાશથી
સુંગધી ફરી સર્સ ચોપાસથી
અઝિમ તો ધરી હઠ ઉભો ત્યાં હજી
"જઇશ ઓ ઝુલીખાં ! ન તુજને તજી
સુખન લાખ દસ લાખ તું બોલ સખ્ત
ફરીથી ન મળશે તને આય વખ્ત

* યમદેવ. † ફુલ. ‡ સદકે.

મરસ તો ભલે—પણ જવાનો નથી
થઇ બેવફા—હું થવાનો નથી
ચમન તું ભલે આ નબી સાથ માર
ખુદા સાંભળે છે બધાના પુકાર
નથી કોલને તુજ થયો ત્યાં કલાક
અરે! તેટલાં તું કરે છે હલાક
નબી દુષ્ટ મુજી તણો કર ન ડર
ગણું એક છું તેહને હું કુફર
ચશમચોર જાદુઇ ઉપર મસ્ત છે
મદદ માહરીમાં ખુદાઇ–હસ્ત* છે
ઝુલીખાં ભલે બેવફા આજ થાય
ભુલી તું–ન ભૂલે મને તે ખુદાય
ભુલી તું–ન ભૂલે મને દસ્તગીર
ભલે તું અમીરા–ભલે હું ફકીર
અરે બેવફા ! તેં બનાવ્યો મને
અહીં ભેદ તારો બતાવ્યો મને
ગયા કયાં કસમ–કોલ તારા અરે
ફસાવ્યો ઝુલી દુષ્ટ તેં તો ખરે
અરે નીચ નારી ! અરે બેવફા
સિનું તાહરૂં આંચ છે કે સફા
સુખન કયાં વચન કયાં કસમ કોલ કયાં
વફાદારિનાં તે બધા બોલ કયાં ?
પતીવૃત્તનું તે બધું ડોલ કયાં ?
ખુશી મત્લબીનું હવે મોલ કયાં ?
અરેરે ! હતી એહવી હાય ! કયાર
સુખન કેટલા તેં કહ્યા બેશુમાર

* ખુદાનો હાથ.

ગણ્યો આ નબી નીચનો બી ગુલામ
અરે દુષ્ટ ! કેવા કહ્યા તેં કલામ
પડે તે નબી નીચ મુજને નજર
ઘડી આ, કરૂં ચાક તેનું જીગર
પરોણો કરૂં તુર્ત યમ-રાજનો
ચખાડું બધો સ્વાદ આ કાજનો."
ઉપજિયું અઝિમને અજાયબ ઝનુંન
નબી હોય તો ત્યાં કરે તુર્ત ખૂન
દિઠો એહવો તેહનો જ્યાર હાલ
ઝુલીખાં તણે ત્યાં પડી ખૂબ ફાલ
છુટી પંખી હાથે ઉડી જેમ જાય
તલેસમ જુઓ ત્યાં બન્યો તેમ આય
ઝુલીખાં ન બોલી સુખન એકબી
નઝર એક નાખી નહીં નેકબી
સખત ચીસ પાડી ઘણા જોરથી
ડરી જેમ પાડે દગાખોરથી
તજી મ્હેલ નાઠી બગીચા તરફ
ઘટામાં છુપી; કાંઇ બોલી હરફ

* * *

હતો ગિચ્ચ તે એહવો એક બાગ
છુપે કોઇ તો લેશ વાગે ન ઠાગ

* * *

ફરામર્ઝ પૂરૂં કરે છે કથન
હવે શાહજાદી* કરે છે મથન
થઇ રાત પુરી ની જ્યાર બામ†
ઉઠયા તે સભાનાં સભાસદ તમામ

---

* લાલારૂખ. † બાંમદાદ.

ફરી શાહજાદી કરે છે વિચાર
ફરામર્ઝ છે કોઇ નર નામદાર
ગવૈયો બન્યો છે અગર રંજથી
નવાજું હવે એહને ગંજથી
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
અજબ દીલ બલહાર આ થાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
સફરની બધી રંજ દુર થાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
જિગર માહરૂં આય હરખાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
ઘણો તે ઉપર જીવ લલચાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
વિચારો મને ખુશ ઘણા થાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
ઘણુ દીલ તે તર્ફે ખેંચાય છે
ફરામર્ઝ જ્યારે કથન ગાય છે
મને પ્યારની લાગણી થાય છે
અજબ ખુબસુરત એક છે આ જવાન
ફરામર્ઝ છે બસ અઝિમની સમાન
અઝિમને ભલો હ્યાં ચિતાર્યોછ જેમ
મને તો દિશે ખુદ ફરામર્ઝ તેમ
નથી ચેન મુજને, પડે કયાર રાત
ફરીથી ફરામર્ઝની થાય વાત
નથી ચેન મુજને, પડે કયાર રાત
ઝુલીખાં બરે તાહરી થાઇ ઘાત
નથી ચેન મુજને, પડે કયાર રાત
દિવસ કેમ છે આજ એવો પછાત*

* "આજે દહાડો એમ મોટો કાં' લાગે છે" ?

નથી ચેન મુજને, પડે ક્યાર રાત
ફુરામર્ઝને જોઇ પામું નિરાંત
સમજ એહની કેમ પડતી નથી
છુપી કોઇ કલ કેમ જડતી નથી
વજાડેછ કેવી અદાથી ગિતાર
નજરમાં રમી મુજ રહ્યો છે ચિતાર
મધુર હલ્કથી શી તરેહ ગાય છે
અજબ લાગણી અંગમાં થાય છે
ખરેખર જગે શ્રેષ્ટ બસ પ્રેમ છે
સદા પ્રેમની નિષ્કલંક નેમ છે
ભલે રંક ભરથાર જગમાં મળે
ખરા પ્રેમથી તો મુરાદો ફળે
ભલે રંક ભરથાર જગમાં મળે
ખરા પ્રેમની રંજ સઘળી ટળે
ભલે રંક ભરથાર જગમાં મળે
સુખી થાય સ્ત્રી પ્રેમ કેરાં બળે*
ભલે રંક ભરથાર જગમાં મળે
ખરો પ્યાર ભરથાર જેનો કળે†
નથી પ્યાર પાસે કશું રાજપાટ
ખરા પ્યાર પર નહિ ચઢે લેશ કાટ
ખરા પ્યારથી રંક પણ રાય છે
ખરા પ્યારથી જન સુખી થાય છે
ખરો પ્યાર તો કિરતીનો કોટ છે
ખરા પ્યારની ખલ્કમાં ખોટ છે
ખરા પ્યારથી કુલ મુરાદો મળે
ખરા પ્યારથી મુસ્કિલો સૌ ટળે

---

* જોરે, દોવતે.  † સમજે

ખરા પ્યાર પાસે ધનો-માલ રદ
ખરા પ્યાર કેરી ગણે કોણ હદ
ખરો પ્યાર જરદાર ઘરમાં નથી
ખરો પ્યાર અહંકાર નરમાં નથી
ખરો પ્યાર કંજૂસ કરમા* નથી
ખરો પ્યાર દિલખુશ સરમાં નથી
ખરો પ્યાર જવલેજ જડશે નિ:શક
પછી હોય તે રાય કે કોઇ રંક
જડે છે અમિરમાં ખરો પ્યાર જેમ
જડે છે ફકિરમાં ખરો પ્યાર તેમ
અમિર ને ફકિર પ્યારમાં એક છે
ભિખારી ખરા પ્યારમાં નેક છે
ખરો પ્યાર જોતો નથી નાત-જાત
ખરો પ્યાર જોતો નથી તાત-ભાત
ખરો પ્યાર જોતો નથી જર તણે
ખરો પ્યાર તુચ્છકારમાં તે ગણે
ખરો પ્યાર જોતો નથી દેશ-દ્વેશ
ખરો પ્યાર ખોતો નથી ભાન લેશ
ખરો પ્યાર જોતો નથી દાર-સાર
ખરો પ્યાર તે છે ખરો પ્યાર-યાર"
જુઓ શાહજાદી કરે આ વિચાર
ફરામર્ઝ પર તે અજબ થઇ નિશાર
ફરામર્ઝનાં બસ હવે થાય ખ્યાલ
સુખો અન્ય લાગે વિષારિ મિસાલ
ફરામર્ઝ ખાતાં - પીતાં ચાલતાં
ફરામર્ઝ ગાતાં - સુતાં હાલતાં

*કર=હાથ

ફરામર્ઝ શીવા નહીં કોઇ ખ્યાલ
ફરામર્ઝ તેની ઉમેદો વિસાલ
અસર શાહજાદી ઉપર થાઇ એમ
જુઓ મામલો ત્યાં ફર્યો ભાઇ કેમ
હતી અબદલ્લાના પિસર કાજ નાર
ગવૈયો મળ્યો તેટલાં નામદાર
કરે શાહજાદી બધાં તેજ ખ્યાલ
સફરનાં સુખો સર્વ કાંટા મિસાલ
"કથન રાત જેવું દિસે* કાં ન થાય?
ભલે આ સફરમાં ન આગળ વધાય"
કિધા સાહિલી પાસ એવા સવાલ
ઉપજીયા અજબ તેમને કાંઇ ખ્યાલ
"અરે શાહજાદી દિવાની બની
ગવૈયા ઉપર શું જવાની બની
હવે અબદલ્લાના પિસર કાજ આસ
હવે અબદલ્લાના પિસરથી નિરાસ!"
ગુલાબે કહ્યું "ખુબસુરત ગુલ-કલી
નવી વાત તું શું કરે છે વલી
દિવસની સફર જો કરે તું તકુબ†
પછી તો સફર આ લંબાય ખૂબ
ભલે રાતના ત્યાં ફરામર્ઝ ગાય
મગર દીસનું તો ન હરગેજ થાય
કરૂં છું તાહરા હુકમને નમન
મગર ના મુનાસબ થશે આ તદન
દિપે છે ફરામર્ઝની આય વાત
સબબ એજ કે ખુશનુમાં છેજ રાત

---

* દિવસે. † બંધ; મોકુફ.

સરસ ચંદર્નાનો મળ્યો આચ વખ્ત
કરે છે અસર તે થકી ગીત સખ્ત
વળી રાણિ મ્હાતાબ પુર બ્હારમાં
કરે છે સફર આભના દ્વારમાં
વજાડે દિવસમાં કદી એ ગિતાર
સરસ રાત સમ નહિજ મળશે ચિતાર
ફદલદીન બી નહિજ કરશે પસંદ
દિવશનું કથન તો થવાનુંજ મંદ."
અસર શાહજાદી ઉપર તુર્ત થાઇ
બની ચૂપ, છોડી બીજા ખ્યાલ ભાઇ

* *

થયો પશ્ચિમે અસ્ત જ્યારે સુરજ
કિનારે નદીને છુટો કાંઇ ગજ*
છુટા કાંઇ ઘોડા હઝારો હજાર
પડયો કાફલો ત્યાં ફરી બેશુમાર
હવા ખુશ હતી, ખુશ કિનારો હતો
ફરામર્ઝ બી ખુશ બીચારો હતો
ગુલાબે કહ્યું જઇ ફદલદીનને
"બુલાવો ફરામર્ઝ પુર્વીનને
કરે શાહજાદી તમોને હુકમ
મુબારક કરો જલ્દ તેનાં કદમ."
ફદલદીન બોલ્યો અજબ નાર છે
ફરામર્ઝ પર ખુબ બલહાર છે
ફરામર્ઝ કેરી ગમી ખૂબ વાત
ખુશી સાથ જાગેછ તે સારી રાત

* ગજ=હતી.

હજી ખાનું મારૂં નથી મેં લીધું
અરે તેટલાં કેમ તેડું કીધું
અધીરી પડી કેમ તે એટલી
હવે વાર તે લાગશે કેટલી
તુરત ખાનું લઇ આઉછું હું સિતાબ
અરજ એટલી કર રજુ ઓ ગુલાબ"

* * *

ઉભી શાહજાદી કિનારે હતી
નઝર તેહની સામિપારે હતી
દિઠી હિંદુની તેટલાં એક નાર
હશે વર્ષ જેનાં પચીસેક ધાર
ખિલેલી અજબ તે જવાની હતી
ખરી ગુલ–કલીની નિશાની હતી
હતી હાથમાં તેહનાં એક થાલ
તિલક સાથ શોભી રહ્યું'તું કપાલ
હતી હિંદવાણી તણાં વસ્ત્રમાં
હતો કૂતરો પાસ બસ શસ્ત્રમાં
હતો થાળમાં પુષ્પ સાથે કપૂર
હતાં વાટીમાં તેલ–ચોખા–સિંદૂર
પ્રકાશિત દિવો એક બળતો હતો
સરસ ખુશનુમાં ચ્હેર* કળતો† હતો
પછી તે વળી ત્યાં નદી નીરમાં
મુકી હાથ થાળી તહી સ્થીરમાં
તરેછે હવે નીરમાં થાળ તે
ઉભી હિંદવાણી ધરી પાળ તે

* ચેહરો. † જણાતો.

હતી જે તરફ શાહજાદી તહીં
દિઠી થાળને આવતી જળ મહીં
અજાયબ બની શાહજાદી બહુ
ખુલાશા વિષે થાઇ નાદી* બહુ
સખીમાં† હતી એક શ્યાણી ઘણી
ગરજ ત્યાં પડી તેહને તે તણી
"ખુલાશો મને વાતનો આય કર
પડે નીરમાં કેમ થાળી નઝર
બળેછે દિવો તેહમાં સર્સ એક
કિનારે ઉભી નારિ છે કોઇ નેક
સબબ શો હશે બોલ આ વાતનો
વખત કાં ધર્યો એમ છે રાતનો."
ખુલાસો કરેછે સખીનાં સુખન
"મલી શાહજાદી! ભલા છે સગન
અસલ આર્યમાં એક એ છે રિવાજ
સફર જાય ત્યારે બતાવેછ દાજ
સફળ તે સફર બસ થશે કે નહીં
ફરી ઘેર પોતે જશે કે નહી.
ભલા ખ્યાલની આય કરવા તપાસ
કિનારે નદીને કરે એમ ખાસ
ધરે પુષ્પ ને તેલ-ચોખા-સિંદૂર
મુકે થાળમાં એક બળતો કપૂર
પછી થાળ છોડે નદી નીરમાં
જુએ; જાયછે તે કિયાં તીરમાં
જતાં જો દિવો માર્ગ માહે બુજાય
ઘણાં અપસગણ તે સફરનાં મનાય

* આતુર. † દાસી.

અને જ્યાં સુધી તે પુગેછે કિનાર
તહાં તક રહે રોશની આબદાર
સગણુવંત તેને ગણેછે ઘણી
સફરથી ખુશી સાથ ફરશે ઘણી
કિનારો વરેછે તરી થાળ જેમ
મુસાફર સફરનો જુએ અંત તેમ
હશે કોઇ ભરથારને એ વફા
કરેછે સિનું વ્હેમથી કુલ સફા
ઉભી છે જુઓ ઇન્તેજારી વરી
નઝર તે દિવાપર બિચારી ધરી
ઉમેદો જીગર માહ્ય પ્યારી ધરી
કિનારે ખુદાનીજ યારી ધરી
જુઓ! રે જુઓ! રોશનીનો પ્રકાશ
તરફ આપણી આવતી હોય ખાસ
દિસેછે અરે તેમ કેવું અહીં
ખુશીમાં ઉભી નાર જોતી તહીં
હશે કોઇ એનો સફરપર ધણી
સબબ ઇન્તેજારી દિસેછે ઘણી
કિનારો ધરેછે હવે તેજ થાલ
ઉભી નાર પેલી બનેછે ખુશાલ
કિનારે જતાં તે બતી જો હશે
'સફર કુલ સફળ' એમ માની જશે
ખરેખર સફળ નાર તે થાયછે
જુઓ! તે ખુશી થઇ ઘરે જાયછે
કરી હાથ ઉંચા – ખુદાને નમન
કરેછે, ધરેછે જીગરમાં ચમન
કિનારે જુઓ થાળ પેલી લઇ
ફરેછે ઘરે તે ખુશી સાથ બાઇ."

હવે શાહજાદી કરેછે વિચાર
સફર માહરી આ પડે કેમ પાર
કિનારે સલામત ગઇ થાઊં જેમ
જઇશ કેશમીરે અરે કયાર એમ
અરે પણ સબર! આ ફરામર્ઝ નર
અજાયબ ધરાવેછ પોતે હુનર
સફરની બધી રંજ એણે હરી
ફરામર્ઝ જેવો મળે કયાં ફરી
વજાડેછ જ્યારે ગુણી તે ગિતાર
ન ખિસ્તો નઝરથી મને તે ચિતાર
અઝબ હોઠ છે લાલ પરવાલ સમ
ખરો ખુશનુમા નરઃ ખુદાના કસમ
ગુલાબી અજબ રંગના બેઉ ગાલ
સરે શોભતા છે કસબદાર બાલ
ફરામર્ઝ તારી લટકદાર ચાલ
ખુશીનો અજબ કાંઇ આપેછ ખ્યાલ
પ્રથમ માનિયો મેં નહીં કાંઇ માલ
મગર છું હવે હું જીગરથી ખુશાલ
ગરીબી મહીં એક ગવહેર છે
કદાવર સિફલબાજ નર શેર છે
સિનાની ફરાખી, અદબ ને અદા
ફરામર્ઝ તારી ન ભૂલું કદા*
કરી ખ્યાલ એવા બની તે ઉદાસ
ન નાખે નઝર કોઇપર આસપાસ
બધી સાહેલીઓ કરેછે વિચાર
બની કેમ ગમખાર આ નામદાર

* કદીપણ.

સમજ તેમને ત્યાં ન તેની પડી
ખરી ભાલ આ ખ્યાલની નાં જડી
"અધીરી હશે કાજ ભરથારને
"પુછે કોણ જઇ હાલ ગમખારને."
ફરામર્ઝથી થઇ હતી જે અસર
ગઇ કોઇનીબી ન તે પર નઝર
થયો કોઇનેબી નહીં લેશ ખ્યાલ
પડે તો સમજ કેમ ગમખાર હાલ
ઉદાસી હતી માત્ર તેને જીગર
પડે કોઇને તેહની શી ખબર

* * *

ખરા પ્યારની છે અજબ ભાઇ આગ
અને ભોગ, તેના ખરેખર અભાગ
ખરી દિલ-લગીની નથી કૈં દવા
મળે દિલ નહીં જ્યાં સુધી તે સિવા
ખરો પ્રેમ જોતો નથી કાંઇ ખોટ
ખરો પ્રેમ ભાંજે જબરદસ્ત કોટ
ખરો પ્રેમ રાખે નહી લેશ ડર
ખરા પ્રેમને પ્રેમની છે કદર
ખરા પ્રેમને પ્રેમપર છે નઝર
ખરા પ્રેમનું પ્રેમમાં છે જીગર
ખરા પ્રેમની પ્રેમમાં છે ઉમેદ
ખરો પ્રેમ જોતો નથી સખ્ત ભેદ
ખરો પ્રેમ દોલત ગણે તુચ્છ સમ
ખરો પ્રેમ મૂકે ગમે ત્યાં કદમ.

* * *

ગયો ભાયગે હોય અરધો કલાક
અધીરી પડી શાહજાદી અથાક

ફ્હલહીન પાસે ફરી ગઇ ગુલાબ
'હજી ક્યાં ફરામર્ઝનો છે હિશાબ?'
હુકમ શાહજાદી કરેછે ફરી
'તમે આવવું જલ્દ તાકિદ કરી'
ફરામર્ઝ ચાલ્યો ફ્હલહીન પાસ
ફ્હલહીન આવ્યો ધરી નેક આસ
ફરામર્ઝને સર્વ કોઇ નમે
ફ્હલહીનને તે ન ઝાઝુ ગમે
કરે શાહાજાદી સિફત ખુબ જ્યાર
છુપો ખળભળે તે ફ્હલહીન ત્યાર
શિહા ને સુનીનો હતો સખ્ત ફેર
વશાવ્યું હતું તે સબબથીજ ઝેર
વળી ખુબ ધર્માંધળો તે હતો
જરામાં ઝનુની બનો જે જતો
બની સજ્જ બન્ને સભામાં ગયા
ફરી તે ગમત માહ્ય સામિલ થયા
ખુશી શાહજાદી થઇ જોઇને
ખુશાલી નહીં ત્યાં કહો કોઇને
અદા સર્વ તાઝિમ તવાજા કરી
ખુશી સાથ ગીતાર હાથે ધરી
ચલાવ્યું રસીલું ફરીથી કથન
બતાવા પરીને* અજાયબ તદન

* * *

હતું શાન્ત જ્યાં કાલ ત્યાં ભાઇ આજ
ઘણાં માનવીનાં પડેછે અવાજ

---

* લાલારૂખને.

સરસ તંબુઓ સાથ અસબાબ પૂર
લુટી લુર્ત લેતું નયન પાસ નૂર
લડાયક પડયું સૈન્ય ત્યાં એક છે
લડાઇ તણાં શસ્ત્ર હર એક છે
સિપાહો પડયા છે તહીં બેશુમાર
બન્યા જીવપર હોય જાણે ઉદાર
નકશદાર છે તંબુઓ ત્યાં ઘણાં
નથી રંગની વાવટામાં મણા
તરહેવાર છે શામિયાના પડયાં
સરસ રંગ જે ભાઇ જેને જડયા
કસબદાર જરબફ્ત કિનખાબ ખાસ
તણા તંબુઓ છે પડયા આસપાસ
સુનેરી દંડા ને સુનેરી કલસ
ઉડી આંખને લાગતા તે અબસ
અરબ અસ્પ પર સાજ એવો હતો
ફરામર્ઝ* પાસે ન જેવો હતો
ઠરી જ્યાં ન સકતી જરાબી નજર
લડાયક બધા દીસતા ખુબ નર
હતું સર્વ મેદાન ગાજી રહ્યું
કહી કો' ન શકતું સરસ છે કયું
સિપાહો હસે, કો, ખુશી સાથ ગાય
વળી કોંઇ બેલે-વળી કોઈ ખાય
હતા સર્વ સરદાર તંબૂ મહીં
હતી હારની હાર જેની જહી.
ખલીફા તણું તે હતું સૈન્ય ખાસ
હતો જેહનો કુલ મજાને તરાસ

*જેહાં પેહેલવાન રૂસ્તમનો બેટો.

હતો યુદ્ધથી તે ધરાયો ઘણો
વળી ઓશિયન સાંમ* થાયો ઘણો
"સુલે" સાથ હું રાજ મારૂં કરૂં
અને આય તલવાર નહિ હું ધરૂં"
ભલી આ ઉમેદે ભરેલો હતો
કસદ નેક એવો કરેલો હતો
મગર માનવી જ્યાર ધારેછ કાંઇ
ખુદની ખુશી ત્યાં ઉતારેછ કાંઇ
ખલીફે ધર્યો સંપનાં સંગને
ખુદાએ તહીં મોકલી જંગને
ધુતારો પયમબર જણાયો તહીં
બુરા લોકમાં તો મનાયો તહીં
ભલા લોકથી તે હિણાયો તહીં
મજા-ભાગ અરધો તણાયો તહીં
હકીકત સુણી આય રૈયત તણી
ફિકર ઉપજી તે ખલિફને ઘણી
ધુતારો અગર ધુતશે સર્વને
બધા રાજમાં રોપશે ગર્વને
ફનાં તેજ કરશે બધું તખ્ત-તાજ
પચાવે કદી માહરૂં આય રાજ
અનુંની બને લોક જ્યારે બધાં
ન મારૂં સુણે લોક ત્યારે બધાં
પયગ્મબર ગણીને બુરો ફાવશે
અજબ આફતો રાજ્યપર લાવશે
ખલિફ હુંજ છું ખાંમ ઇસલામનો
પયગ્મબર બુરો છે ગલત નામનો

* સાંમે;

ખરો ધર્મ-રક્ષક અરે હુંજ છું
ધુતારા તણું ફાવવા કેમ દ્દું !
ફરજ માહરી છે હવે એક આય
ફિતૂરો બધાં તૂર્ત જેથી દબાય
ફરી જાઉં હું જંગપર એક હું
બતાંઉ કે ઇસલામ છું નેક હું
પયગ્મ્બર નથી એ બુરો પાયદાર
બુરાં કામ કરનાર છે એ મકાર*"
પછી એક દરબાર મોટી ભરી
રજુ ત્યાં હકીકત કરી કુલે ખરી
ખલિફના હુકમને નમ્યા કુલ અમીર
કહ્યું: "છે અમારાં, તમારાં શરીર
અગર રાજ જે ફના સર્વ થાય
હટીશું નહીં જંગથી તે જરાય
પયગ્મ્બર નથી પાક છે એ બુરો
ધુતારો—દગલબાજ—પાપી પુરો
દિનો રાત તલવાર રાખી ખડી
ભલાં નામ ઇસ્લામ કાજે લડી
ભલા ધર્મનો આ કરીશું બચાવ
બુરાનો ન ફાવે કદી લેશ દાવ
ખલીફે હુકમ આપીયો જંગનો
તડાકો ઉઠયો ત્યાં પછી રંગનો
કિડી દર થકી સૌ પડે જેમ બ્હાર
થયું સજ્જ ત્યાં સૈન્ય કુલ આબદાર
રહ્યું સર્વ મેદાન ગાજી તહીં
હતાં સર્વનાં દીલ રાજી તહીં

---

* મકરબાજ.

હતી સર્વનાં દીલમાં ધર્મ દાજ
"ધુતારો નબી" એમ સૌના અવાજ.
હતા સર્વ મૂરદાર પુર શૂર પર
ખલીફા તણા તેજ ને નૂર પર
"ખલીફા થકી જીવબી આય જાય
કરીશું નહીં તે વિષે લેશ હાય.
ભુલાવી નબીને બધું આ તુફાન
ધરમ કાજ દેશું જિગર–જાન–માન
ખરો ધર્મ–રક્ષક ખલીફોજ છે
ખરો મહમદી આય મુખડોજ છે
ધુતારો નબી છે જુલમગાર એક
નથી રાહ તેને પસંદ કોઇ નેક"
હતા સર્વ સરદારના આ વિચાર
ખલીફો ખુશીમાં હતો ત્યાં અપાર
બધું સૈન્ય તેનું લડાયક હતું
કમંદ, તિરમાં પૂર પાયક હતું
ધ્રૂજી ફોજથી તે રહ્યું'તું મેદાન
હતી ઉડતી ત્યાં ખલીફી નિશાન
કબરશાહ બીસેદની પાસ ખાસ
ખલીફે જઇને કહ્યું આસપાસ
ખરો હું ખલિફ ત્યાર બસ કહેવાઉં
ધુતારા નબીનો મમત જો તજાઉં
બુરો દુષ્ટ બદમાશ છે એજ પૂર
કરી નાશ એનો નશાડુંછ દૂર
કરૂં સર્વ જડમૂળથી પાયમાલ
ફરી કોઇ એવો કરે નહિજ ખ્યાલ"
હતી સૈન્યમાં સર્વ પ્હાડીજ જાત
લડાયક હુનરમાં નહીં જે પછાત

હતું લશ્કરી મૂખડા પર 'હેજાઝ'
ખરૂં શૂર ને યુદ્ધમાં પૂર-દ્દાજ
સવારો હતા સર્વ તે અસ્પપર
અજાયબ થઇ જોઇ સૌને અસર
ફરાખી સિનું જબરદસ્ત અંગ
જમાવે ખુબીથી લડી સખ્ત જંગ
પછાડી હતું તેમની સૈન્ય એક
દમાસ્કસ તરફનાં દિલાવર અનેક
હતા તે પછી બહુ તિરંદાજ ખાસ
વતન 'વોલગા'ની નદી આસપાસ
હતી તે પછી ટુકડીઓ અનેક
જાદી જાતની ને મુલકની દરેક
અટક, સિંધનાબી સિપાહો હતા
દિલાવર, કદાવર શુરાઓ હતા
હતી 'હિંદિ લેન્સર્સ' તેમાં વળી
સરસ હામ જેથી દુહેરી મળી
ખલિફનું હતું સૈન્ય ત્યાં એ મિસાલ
સરસ એક મેદાન રોકી વિસાલ

* * *

હવે તર્ફ બીજી, નબી જે હતો
સજી સૈન્ય તૈયાર ત્યાં તે હતો
હતા જંગલી તેહના કુલ સિપાહ
નબી પર હતી તોય સૌની નિગાહ
નબી કાજ સૌનો અગર જાન જાય
નહો તે થકી ત્યાં હટે કો' જરાય
નબીના 'નવા ધર્મ' (?) ના મત મુજબ
બુબખ તે હતા કુલ ફિદા ત્યાં અજબ

અનુંની હતી જાત વિક્રાળ તે
હતો રૂપ ઇનસાનમાં કાળ તે
હતી હિંદુકુશની રખડતી પ્રજા
ઉઠાવી નબી કાજ નિકળી ધજા
જુદી જાત તે સર્વ ઇસલામથી
અનુંની હતા તેમનાં નામથી
પહાડી મુલકની પ્રજા તે અનેક
લડાયક બની ત્યાં ધસેલી દરેક
ધુતારા નબીનાં ફિતુરે ફસી
કિધી જંગની નાં ફિકર ત્યાં કસી
હતા સેંકડો જાતના લોક તે
અરે લોક નહિ, કંઇ અજબ થોક તે
નબીએ ભમાવ્યું હતું એમને
મુસલમાં કરે છે ખલિફ તેમને
"ખલિફે લિધા છે કસમ આય ખાસ
મુલક પ્હાડનાં હોય જે આસપાસ
તહીંની પ્રજા થાય ઇસલામ સર્વ"
ખલિફ હું ખરો તો તજાવુંજ ગર્વ
નબીનાં સુણી આ વચન તે પ્રજા
ઉઠી જીવપર મો'તની લઇ રજા
"ખલિફ કોણ એવો અમારે સરે
અમોને મુસલમાન જે કે કરે
મરીશું અમે છીલ ને પીલ સર્વ
અમારો તજીશું નહીં લેશ ગર્વ
અગર ધર્મ ઇસલામમાં લઇ જસે
ખલીફો ખતાથી ફના થઇ જશે
નમીશું નહીં ધર્મ ઇસલામને
ટકીશું અમે તે ખલિફ સાંમને"

સુણી તે અભણુ લોકના આ વચન
નબીને મળ્યું જોર મોટું તદન
ખલીફા વિરૂધ ત્યાં ભર્યાં ખુબ કાંન
ઉઠયું તે સુણી તે અભણુમાં તુફાંન
નબીએ લિધી સર્વ સરદારિને
લઇ સંઘમાં ટોળકી સારીને*
ધુતારો બુરા ઢાંગથી ફાવિયો
અભણુ લોકને જોશમાં લાવીયો
ઇછયું કે "ખલિફને કરૂં એમ મ્હાત
દુખી કુલ મજાને કરૂં દીન–રાત
કબુલે મને જો ખલીફો નબી
નહી હું લડું તે પછીથી કબી
કબુલે ન ફરમાન મારાં અગર
પછી લઉં ખલિફનાં તખત-તાજ–સર
કહી એમ તે જંગમાં આવિયો
અભણુ લોકને સ્હાયમાં† લાવિયો
હતી એક બીજી મજા તેહમાં
શુરાતન લડાયક હતું જેહમાં
નબીને હતી તેમની બહુ કુમક
હતી સૈન્યમાં તેજ ટોળે ઝલક
નબીને હતો ગર્વ તેની ઉપર
સિપાહો હતા તે ઘણા નામવાર
કથું પાસ તારી અરે! શું કથન
મથાતાં નથી મુજ મથાતું મથન
હતા લોક તે સર્વ આતશ પરસ્ત*
દિલાવર, કદાવર, લડાયક સમસ્ત

---

* બંધી. † મદદમાં. * વાંચનારે યાદ રાખવું કે અહીં કવિ જે ઈરાનના દેશનિકાલ થયલા જરથોસ્તી ટોળા વિષે બોલે છે, જેને તે "યઝ્દ પરસ્ત"ને બદલે "આતશ પરસ્ત" તરીકે ઓળખાવવાની ભૂલ કરે છે.

ધરી સર્વ ઇસલામપર ક્રોધ પૂર
બતાવા નિકળ્યા હતા ધર્મ—નૂર
કદિમ તે વતન હાય! નામે ઇરાન
મચેલી હતી જ્યાં ધજાની નિશાન
રચેલાં હતાં જ્યાં; તખત—તાજ ખાસ
હતી કીર્ત્તિ જેની જગત આસપાસ
જમાનો હતો જેમનો એકવાર
હતી રાજ સત્તા બુલંદી અપાર
હવા ને હુકમબી હતાં જેમનાં
રખડતાં થયાં બાલકો તેમનાં
થયો જેહનો શાહ હોસંગ નેક
કિધી શોધ જેણે ખુબીદાર એક
પ્રકટ જ્યાં થયું નૂર—આતશ પ્રથમ
હતાં શાહનાં જે ખુદે પર કદમ
હતું શાહ જમશેદનું ત્યાં તખત
અરે! કયમ કરૂં યાદ તેનો વખત
હતી રાજમાં જેહનાં નહિ અજલ
અહુરમજદથી જ્યાં હતી ફુલ ફજલ
હતો પાદશા' જે પયમબર વળી
ઉમેદો બધી તાજવરની ફળી
અરે! આજ કયાં છે કદિમ તે ઇરાન
જરાબી નથી હાય! તેની નીશાન
હતો એક દસ્તુર અરજાસ્પ નેક
ગુણોથી ભરેલો, વિવેકી દરેક
થયો નાશ તેનો—ન રહિ કંઇ નિશાન
કથું શું કથન તુજ અરે ઓ ઇરાન.
દરાએસ હિસ્તાસપિસ નેકજાદ
તવારીખમાં માત્ર રહિ એક યાદ

શિકંદર યુનાની કિનાખોર શાહ
ગયો કરી જે આ વતનને તબાહ
અશો નેક જરથોસ્તનાં સર્વ ગ્રંથ
કિધા નાશ બાળી, તજાવા સુપંથ
જનમિયો જગે જ્યાર સાસાન નેક
ફરીથી ઇરાંની દિપ્યું તખ્ત એક
હતો બાબેગાનિ ભલો અર્દશીર
ધરમચુસ્ત મોટો સખી ને અમીર
નવો જન્મ દીધો ભલા ધર્મને
જમિન દોસ્ત કીધાં બુરાં કર્મને
પછીથી થયો નેક નોશીરવાન
નમે છે હજી જેહને કુલ જહાંન
અદલ પાક ઇનસાફથી નેક નામ
કમાવી, જમાવી સુકીર્તિ તમામ
હતો છેહલો યઝદેઝર્દ શહેરિયાર
તખત તાજનો તાજવર નામદાર
ઇરાંની કદિમ તાજનો ત્યાંજ અંત!
નહીં કામ આવી કશી કોઇ ખંત!
ઘણું જોર માર્યું, મગર તખ્ત-તાજ
ગયું ને થયું કુલ મુસલમાન રાજ
અરબ લોકનો દોર ભારી થયો
દિવસ બદ ઘડી સાથ જારી થયો
નસીબો હતો ત્યાં હતા કુલ હુકમ
નસીબો ગયો ત્યાં ન ચાલ્યું કદમ
નસીબો ગયો ત્યાં કીધાં તખ્ત-તાજ
નસીબો ગયો ત્યાં ગયો કુલ અવાજ
નસીબો હતો ત્યાં નમો સર્વ જહાન
નસીબો ગયો ત્યાં ન રહી કંઇ નિશાન

નસીબો હતો ત્યાં હતી કુલ ખલક
નસીબો ફર્યો ત્યાં ફરી કુલ ફલક
નસીબો હતો ત્યાં હતું રાજ-તેજ
નસીબો ફર્યો ત્યાં રહ્યું નહિજ રેજ
નસીબો હતો ત્યાં ઉડી કુલ ધજા
નસીબો ફર્યો ત્યાં બની ગઇ કજા
નસીબો હતો ત્યાં હતી સર્વ ર્હેલ
નસીબો ગયો ત્યાં તુટયા મ્હાન મ્હેલ
બન્યું એ સમુ રાજ તે કુલ ફનાં
ભટકતી પ્રજા તે મદદ કુલ વના
કિના કાજ તે ત્યાં હતી ભર ઉમેદ
ધુતારા નબીને મળ્યો આય ભેદ
ભમાવી લિધા પક્ષમાં તેમને
ખબર તે વિષે નહિ રહી એમને
'કિધી કોણુને છે અમે આ કુમક'
થયો કોઇને ખ્યાલ નહિ આય હક
થયા ધર્મને દેશ કાજે ઉદાર
બિજો કોઇ નહિ માત્ર કિધો વિચાર
'બને સર્વ ઇસલામનું નાશ નામ
ચઢયો સર્વનાં એજ મુખમાં કલામ
વતનથી બદર તે બનેલી પ્રજા
લઇ નીકળી ત્યાં નબીની ધજા
તખત તાજ ને રાજ સાથે વતન
ગયાથી ઉઠેલી હતી બહુ અગન
ઝનુંની બનેલા હતા સર્વ લોક
ધરમ કાજ ધારી હતા ગર્વ લોક
હતું એ સમું સૈન્ય તેનું તહીં
લડાયક હુનરમાહ્ય કમતર નહીં

હતા ફક્ત આતશ પરસ્ત તેટલા
રહે સહાયમાં જો સુરા એટલા
નબીને ઘણા કામના થઇ પડે
મબાહા નબીનેજ ફત્તે જડે
ધુતારો હતો સૈન્યમાં પ્રીય ખાસ
હતો ફોજમાં તેહનો પૂર ત્રાસ
નઝર નાખતાં સૌ નમન આપતા
જરા ક્રોધથી સર્વ થર કાંપતા
હિંદુ ફોજ બન્ને તણું આય ચિત્ર
હવે યુધ્ધનું સુણ કથન પ્રીય મિત્ર

* * *

સમારી બધાં લશ્કરે જ્યારે સફ
કદાવર ઉભા સ્વાર બંન્ને તરફ
શુરૂ થઇ પછી એક એવી લડાઇ
તવારીખમાં જે સમી નહિ લગાઇ
સિપાહો લડયા જીવપર થઇ ઉદાર
નહિ કોઇબી પક્ષની થાય હાર
નદી લોહિની ત્યાં વહી એહવી
તવારીખમાં નહિ વહી તેહવી
ઢગે-ઢગ પડયા પ્રેતના* બેશુમાર
બન્યાં નેત્ર સૌનાં અજબ ખુનખાર
તિરનદાજી લોકે તિરો છોડયા
ઘણી છાતીના બંધને તોડયા
થયા બાર બંદુકનાં પૂર જોર
થયો તોપથી તો અજબ ભાઇ શ્હોર

* મુડદાંનાં.

કટારી—છુરી— ખંજરો   આબદાર
થયાં તે સમે કાંઇ એવાં ઉદાર
નહીં બાપ બેટા તણી રહિ પિછાન
મચી ત્યાં અજાયબ રહ્યું બસ તુફાન
ન ઇનશાનની શાન રહી હાથમાં
કિનો કુલ સિપાહે લિધો સાથમાં
હજારો પડયાં ખાકમાં કાંઇ સર
લડયા જીવતા મુડદાંની ઉપર
પડી પ્રેતની લોથ ત્યાં બેશુમાર
નહી કોઇ પામ્યું તહીં કોઇ હાર
ખલિફ તો હતો ખુદ હાજર તહીં
અસર ખુબ જેની ટકેલી અહીં
સુખન બોલતો તે અસર આપનાર
"રસુલ છે બધાં શંકરો કાપનાર
રસુલ નામ મુખપર લડો લઇ તમે
રિપૂ–ફોજપર બસ પડો જઇ તમે
ધુતારો ટકી શું શકે આચ વખ્ત
સિપાહો શુરા! બસ કરો જંગ સખ્ત
ઉઠી છે જુઓ આજ મોટી 'જિહાદ'
જીગરમાં સખુન રાખશો એજ યાદ
ખલિફ કાજ નહિં, તે રસુલ કાજ સર્વ
લડો–બસ લડો! લઇ ખરો ધર્મ–ગર્વ
બચી જંગમાં જીવતાં જે જશે
જિગરમાં ફકત હર્ષ તેને થશે
અરે! ધર્મ કાજે જશે જે મરી
ખરો તેજ ભવ આચ લેશે તરી
બનો–બસ બનો! સર્વ જીવથી ઉદાર
રસુલ સ્વર્ગ તમને જરૂર આપનાર

તનો–મન કસીને બચાવો ધરમ
ધુતારે તજી છે ખુદાની શરમ"
સુણી કુલ સિપાહો બન્યા તેજદાર
ઉલટથી ફરી ત્યાં થયા બસ ઉદાર
નબ્બાએ હાંકો મામલો જ્યાર આય
બખાબ્બો બુરો "શો સિતમ આય થાય
તમે હીચકારા ગણાશો બધા
તવારીખમાંબી લખાશો બધા
સિપાહો તમે જોર મારો જરા
અગર મર્દ જો ગર્વ રાખો ખરા
સિપાહો તમે નાં ડરો નાશથી
ડરાવો રિપૂને હવે ત્રાસથી
ચલાવો છુરી તેજ ખંજર કંટાર
કરો બંદુકોના હવે સખ્ત બાર
ફના–કુલ ફના બસ કરો એકદમ
હટાવો રિપુને કદમ–દર–કદમ
તમોને મદદ સર્વ ઇબલીસની
ફિકર રાખજો તેહની રીસની
ફના જો રિપૂને તમે હ્યાં કરો
તુરત પુંજશે તે તમારાં સરો
વધો, બસ વધો ને ઉઠાવો જિહાદ
જીગરમાં ધરો એક ઇબલીસ યાદ"
નબીએ ફરી એક મારી બરાડ
ધ્રૂજ્યાં જે થકી ચોતરફ ઝાડ–પ્હાડ
સપાસપ ઝપાઝપ ફરી એક જંગ
ઉઠી સખ્ત ત્યાં, ને થયો લાલ રંગ
ગિરદ આસમાને ઉઠી તેબી લાલ
ભરાયા તહીં લોહિથી સર્વ ખાલ*

---

* ખાડા.

ધડાધડ અવાજો કરે ભાઇ ઢાલ
થડાથડ દિયે સખ્ત તલવાર ખ્યાલ
ફરીથી તહીં એક ચાલી નહી
ખરેખર; નહીં કાંઇ ખ્યાલી કહી.

* * *

દિવસ બે સુધી તે મચી પૂર જંગ
પછીથી થયું એકનું સુસ્ત અંગ
હતું તે ખલિફા તણું ભાઇ સેના†
ટકયું જે દિવસ બે અને એક રેન
હટયું તે હવે જંગથી જેર થાઇ
નબીનાં જીગરમાં ખુશી ઉભરાઇ
ખલીફે દિધી સૈન્યને ખુબ હામ
હટયું તોય તે તો ડરીને તમામ
બિકટ આય પાસો તપાસી તુરત
નબીએ પુકારો કિધો ત્યાં સતત
"ધરો કુલ ધસી ભાઇ ઝુંડો પ્રથમ
ખલિફનો બને ગને જેથી ખતમ
ધરો કુલ રિપૂની તમે પૂઠ પૂર
થવાનો હવે નાશ એનો જરૂર
સિપાહો સિતાબી કરો આય વખ્ત
લડો એક બીજી તમે જંગ સખ્ત
કદ્દાવર શુરા વીર આતશ પરસ્ત
પડો શત્રુઓપર તુટી કુલ સમસ્ત
કરો સૈન્ય એનું બધું પાયમાલ
ઉખાડો બધા દુષ્ટની સર્વ ખાલ

† લશકર.

મર્જા છે હવે કીંમતી એક તાલ
કરો બસ ફ્નાં પૂર ક્રોધે ખુશાલ
ફરીથી ન જડશે સરસ આય તક
કરો શત્રુઓને તમે આજ છક્ક
કતલ ત્યાં કરો સર્વ ઇસલામને
કરો આજ નાબુદ એ નામને
કરો બહાદુરીથી તમે આજ નામ
બને તોજ ધાર્યું સફલ આય કામ
કિનાખોરને હું કરૂં આજ ખાક
ફરીથી ધરી હામ કરિયે હલાક"
હિલેરી બતાવી ઉઠયા કુલ સિપાહ
નર્બા પર કરી માન સાથે નિગાહ
ધુતારો હિસ્યો ત્યાં ફરેશ્તાઇ નર
બધા સૈન્યપર થાઇ તેનો અસર
થયા જીવપર ભાઇ સઘળા ઉદાર
પડયા 'કર ફ્ના' 'કર ફ્ના'ના પુકાર
હિઠયો મામલો ત્યાં બન્યો એમ જ્યાર
ખલીફો ફિકરમંદ થયો બેસુમાર
નર્બાના સિપાહો પુઠે લાગિયા
ખલિફ્ના સિપાહો બધા ભાગિયા
હિસ્યો જંગનો આવતો ભાઇ અંત
ખલીફ્ની કશી કામ લગી ન ખંત
થયો ધર્મ રક્ષક* ઘણો ત્યાં નિરાસ
હિઠા ભાગતા લશ્કરી આસપાસ
ધુતારા નબીની ખુશીનો ન પાર
હરખથી પડયો મારવા તે પુકાર

* બગદાદના ખલીફાને ઈસલામીઓ પોતાના "ધર્મના રક્ષક" ગણે

મગર તે હરખ ત્યાં શકયો કયાં ટકી
હતી હાર તો તે નબીની પકી
ખલીફની મદદમાં હતો ખુદ ખુદા
ખુદા નેકને કયાં ગણે છે જુદા
ફિકરમંદનીબી ટળે છે ફીકર
ખુદાને બધી જહાંનની છે જિકર
છુપો દસ્તગિર પાક દાદાર એજ
બરી મુશ્કીલીમાં બચાવે છે તેજ
મદદગાર તે છે ભલાનો સદા
પછી હોય તે શું ગની કે ગદા
અમીર કે ફકીરને ગણે એક તે
સદા ન્યાય આપેછ બસ નેક તે
ખલીફે દીઠું કે હવે થાઇ હાર
સિપાહ ભાગવા લાગિયા બેસુમાર
બુરો નેક પર આજ છે ફાવિયો
નહીં કાળ એનો અહીં આવિયો
ઘણું સૈન્ય મારૂં કર્યું પાયમાલ
પુકારા કરે છે હવે તે ખુશાલ
"હવે શી રિતે હું બચશ જંગથી"
ધ્રુજી આય ખ્યાલે રહ્યો અંગથી
નબીએ મુકી દોડ તેની તરફ
ખલીફા ન બોલી શકયો કંઇ હરફ
નબી દોડિયો "રાજ-ઝુંડા" ઉપર
મગર ફાવિયો ત્યાં નહીં તે કુફ્ર
સિપાહો હતા ભાગતા તે ફર્યા
'મદદ આવી' એવા પુકારા કર્યા
ફરીને ખલીફા જુવે આસપાસ
હતી આવતી ફોજ ત્યાં એક ખાસ

હરોલે હતો એક સરદાર સૂર
કદાવર, દિલાવર, કળાબાજ પૂર
ફર્યું ભાગતું સૈન્ય પાછું તહીં
ફરીથી મચ્યું જંગ મોટું અહીં
ખલિફની મદદમાં હતું સૈન્ય તે
લડયું જીવ આપી તહીં ખાસ જે
નબાની ખુશાલી હવામાં મલી
ખલિફની બધી મુશ્કલીઓ ટલી
ખુદાની કૃતીનો કરો ભાઇ ખ્યાલ
ગમીમાં પડયો, જે હતો ત્યાં ખુશાલ
ખુશીમાં ખિલ્યો જે ગમીમાં હતો
ખુદાએ ભલાને ન મેલ્યો જતો
નવાં લશ્કરે ત્યાં નવી દેઇ હામ
નિરાધાર કીધો નબીને તમામ
હરોલે હતો ખાસ સરદાર જે
હિમત આપતો સૈન્યને ખુબ તે
ન પોતે ઉભેલો હતો તે ડરી
હજારો તણી ઘાંણ તેણે કરી
હજારો સવારો તણે શેહ દઇ
ખિલ્યો શૂરતે તો ખરી કીર્ત લઇ
ખલિફના હતા ખાસ સરદાર તે
અજાયબ બન્યા જોઇને કાર* તે
હતો કોણ તે સીંહ જેવો શુરો
લડાયક હુનર માંહ્ય પાયક-પુરો
હતો તે અઝિમ આપણો નેકનામ
હતું તેહનું આ ભલું સહાસ-કામ

* કાર—કામ.

હતી તેહની આચ મોટી મદદ
હતો તેહનો આચ જંગી કસદ
હતો તેહનો આ હિમતવાન હાથ
હતો જોશમાં તે ઘણા શુર સાથ
ખલિફને હતી તે અઝિમર્ના મદદ
કિધી જે અઝિમે ખરેખાત હદ
ધુતારે ઘણાબી પુકારા કિધા
સિપાહો ન તેના પુકારે બિધા
દિલેરી-દમામી બધી થાઇ નાશ
રહ્યા ગણતરીનાં નબી આસપાસ
કસમપર કસમ કામ નહિ આવિયા
ખલિફના શુરાઓ તહીં ફાવિયા
નબીએ દિઠો મામલો એમ જ્યાર
તુરત ભાઇ નાઠો ધરી પીઠ ત્યાર
ધરી પૂઠ તેની ઘણા લશ્કરે
મગર તે હજી ભાગ્યશાળી ખરે
છુપાયો છુપી ખીણમાં એક જાઇ
ઘણો ધુંડિયો પણ મળી નાં ગવાહી
ફરી ફોજ, આપી ખલિફને ખબર
બચી આજ નાઠો ધુતારો કુફ્ર
ખલીફે કહ્યું "બસ ખુદાના શુકર
કરો કે દીઠો આજ દિન નામવર
અગર આ લડાયક નહીં આવતે
નબી નીચ આજે જરૂર ફાવતે
થતે આપણો નાશ તેને કરે*
'નબી' તો ખરો આચ શુરો ઠરે

* હાથે.

ટકોટક વખત પર ન દેતે મદદ
બધા ફાવતે તે બુરાના કસદ
ભલો તે ભલે વખ્ત ત્યાં આવિયો
બુરો આપણા પર નહીં ફાવિયો
મુબારક કદમ આજ એ લાવિયો
બુરાને બુરો ફેજ બતલાવિયો
ખરેખર દિલે છે પુરૂષ આ દિલેર
સખત યુધમાં તો નરો એક શેર*
અજબ છે નુરાંની ઇરાંની મિસાલ
દિલાવર દિયે તન-બદન-મુખ ખિયાલ
ખરા માનને એ સજાવાર છે
ખરેખર શુરો એક સરદાર છે
બધી જય તણો એજ છે ભેદ નર
નિહાયત થયો પાડ મારી ઉપર
કુમક એહનીથી જીત્યો જંગ આય
નકર શું તમોથી અહીં જીત થાય
ખરો શુર એ છે, વફાદાર ખાસ
લિધો બેડી જોખમ ઘણો આસપાસ
ભલાને ખુદાએ બચાવ્યો જુવો
ખરાં માન માટે મચાવ્યો જુવો
મને નામ તારૂં કહે ઓ જવાન
ઘટે છે તને પદ્દિઓ આજ મ્હાન
જવસ આજ દરબારમાં માહરી
કદર હું જરૂર ત્યાં બુજસ તાહરી
સજાવાર છે માનને સર્વ તું
ખલિફનો ખરો આજ છે ગર્વ તું ”

* વાઘ.

ખુશીથી ખીલ્યાં સર્વ ઇસલામ ત્યાં
ખુદાનું ધરી મુખપર નામ ત્યાં
પુકારા ખુશીના કિધા જોરથી
રહ્યું ગાજી મેદાન તે શ્હેરથી
ચમન ત્યાં હતું પૂર દર એકને
ખુશાલી હતી નહિ ફકત એકને
હશે કોણ તે ? તે હતો નર અઝીમ
નમાવી ઉભેલો નિચું સર, અઝીમ
હતે કોઇ સરદાર તેની જગે
ઉછળતે ખુશી પૂર તેની રગે*
હતો શું સુખી તે ?–દુ:ખી તે હતો
ખલિફના સુખનથી ખુશી નહિં થતો
જિગરમાં હતો તેહને એક ચીર†
દુ:ખી એક વાતે હતું તે શરીર
ઝુલિખાં વિષે રાખતો પુર ગમ
નહીં ભુલતો તે નબીનો સિતમ
કિના કાજ કીધી ખલિફને મદદ
મગર ના દિઠો ત્યાં સફલ કુલે કસદ
નબી હાર જો થાત તે જંગમાં
અઝિમ માનતે ખુબ ખુશી અંગમાં
થઇ જીત જોકે ખલિફની ખરી
ધુતારો નબી તો ગયો નહિ મરી
બચી ન્હાસવા પામિયો તે બુરો
પડયો પાપમાં દુષ્ટ તે નહિ પુરો
અઝિમની ગમીનો હતો એ સબબ
ગયો નહિ ઝુલીખાં ઉપરનો ગજબ

---

* નેસમા. † ચીરો, જખમ.

'ફરીથી લઇ ફોજ તે આવશે
અને હાથ બીજોજ બતલાશે'
હતી એહની બહુ ફિકર તેહને
થઇ નહિ કસાંથી અસર તેહને
ખલીફના સુખનથી થઇ ફોજ દંગ
મગર તે અઝિમનું હિલ્યું નહિજ અંગ
"ખલીફા ખુદાવંદ! ઓ નામવર"
નમીને અઝિમ બોલિયો બેસબર
"કમીના તણી આ સુણી લે અરજ
બજાવીછ મેં માત્ર મારી ફરજ
વધુ મેં કશું ત્યાં કર્યું કોણુ કામ
નથી કીર્તિને કોઇ લાયક તમામ
ધરમ-ચુસ્ત હું એક ઇસલામ છું
ખલિફ ! તાહરી હું ચરણ-ચામ છું
નથી કામ મેં કોઇ મોટું કીધું
મને માન તેં મ્હાન આજે દીધું
ખરૂં પુન્ય મેં આજ મારૂં લીધું
નસીબ તોય મારૂં હજીબી બિધું
ધુતારો થતે હાથથી આય ઠાર
અઝિમ પામતે ત્યારે સાચો કરાર
ખુદા છે, ભવિષ કોણુને છે ખબર
જિવસ તો ચિરસ તે બુરાનું જિગર."
થયો ચુપ પાછો કહી આ સુખન
ચકિત સર્વ સરદાર થયા તદન

* * * *

હતો દૂર મંજલ ઉપર ત્યાં ખબર
અઝિમને પડી કે ખલિફની ઉપર

ધુતારા નબીએ કરી છે ચઢાઇ
મચી છે ઘણાં જોશ સાથે લડાઇ
ઝુલીખાં તણો ગમ ધરીને જિગર
હતો દૂર ત્યાં તે થયો બેસબર
સિતાબી કરી તે ગયો જેટલી
વધ્યો તે સિતાબી કરી તેટલી
કિધી કૈંક ધ્હાડી પ્રજાને સુબોધ
લિધા સંઘમાં ત્યાં જમાવી ક્રુક્રોધ
ઝડપથી પછી તે ગયો જંગમાં
ધરી સૂર મોટું તુરત અંગમાં
ટક્કોટક વખત ત્યાં પુગાડી મદદ
થયા સર્વ નિષ્ફળ નબીનાં કસદ
નહીં નામનાની ધરી કાંઇ હોંશ
બતાવ્યું લડાયક ઝનુંનીજ જોશ
ખલિફની હતી હાર તે થાઇ જીત
અઝીમે જીતાવી લડાઇ ખચીત

* * *

ઠગારો ગયો ન્હાસતો શ્હેર 'મર્વ'
હતો મૂછ પર તેહને પૂર ગર્વ
ખલિફે ખવાડયો અહીં માર તોય
થઇ જીત પોતા તણીજ ભાઇ હોય
જમા ફોજ પાછી કીધી તેમ એક
ફરીથી કિનો શોધવાને હરેક
હજી પૂંજતા લોક તેને હતા
ગણી મ્હાન, જોવા ઘણાએ જતા
ફિરસતે અશો નેક માની મને*
મુરખ કૈંક તેને વધાવે ધને

---

* મનથી.

'ઝિહુન'* તે ગયો સ્હેલ સાથે પસાર
કરીને, ઠર્યો ત્યાં નબી નામદાર
'ખલિફ પૂઠ ધરશે' હતી આ ફિકર,
સબબ ખૂબ ચેતી હતો તે કુફર
ખુરાશાનમાં જે જનાનો હતો
ગયો સાથ તેને ન લૈ, કે ન તો–
કરી તેહની કંઇ ફિકર કે ગમી
હતો નીચ બસ એક સાથે નમી
હતી તે ઝુલીખાં! ન તેને તજી
હતી સાથની સાથ તે તો હજી
જનાના બધાની ન કીધી કદર
મરી પ્રીટિયો બસ ઝુલીખાં ઉપર
હતો તે દિવાનો અજબ પ્યારમાં
કિયા પ્યારમાં ?–પાપના ગારમાં
નબી નીચ પાજી બુરો બદ ગુલામ!
ખબર હોય શું પ્રેમ કેરા કલામ!
ખરા પ્યારની ત્યાં સમજ હોય શી!
હવશખોરને તે ગમજ હોય શી!
બુરી વાસના નીચ, તે 'પ્યાર' કેમ!
હવશખોર, તે પાક ભરથાર કેમ!
વિના દાંત જીભે ચવાતું હશે!
વિના દ્રવ્ય લંકે જવાતું હશે!
વિના કંઠ ગાણું ગવાતું હશે!
વિના પાય† ચાલી અવાતું હશે!
વિના શક્તિ કાવ્ય કવાતું‡ હશે!
વિના મુખ મા'ને ધવાતું હશે!

---

* નદી. † પગ. ‡ રચાતું.

વિના આખ જગમાં જિવાતું હશે!
વિના સોય હાથે સિવાતું હશે!
લઈ સુંઠ ગાંધી થવાતું હશે!
ધરી ઉંટ ખાંધે લવાતું હશે!
શિયાળે કહો ઘી તવાતું હશે!
જવાં* વૃધ્ધથી શું થવાતું હશે!
પ્રવાહી વિના શું પીવાતું હશે!
હિંમતવાનથી શું બિવાતું હશે!
હજારો ગુલાબી કળીનું ભવીષ
ભયંકર બનાવે બુરો જે ખવીશ
કિંમત તેહને શી હશે પ્યારની
કદર તેહને શી હશે નારની
ભલે ખોળિયું હોય ઇનસાનનું
અગર રૂપ છે નીચ શયતાનનું
બદીમાં ફસેલો બુરો તે ખવીશ
કહો શું સુધારે બિજાનું ભવીશ
હજારો સરસ નારના લેઇ ભોગ
બનેલા બુરાથી જમે કેમ જોગ†
હરેમન હતો તે, ન ઇનસાન એક
હતાં કામ તેનાં બદીનાં દરેક
અગર હોય ઇનસાન તો નીચ કામ
કરી કેમ બને તે બદીનો ગુલામ?

* * *

હતો તે નર્બા 'મર્વ'નાં કોટ‡ પર
લઇ નામ શયતાનનું હોઠ પર

---

* જવાંન. † સાધુપણું. ‡ કિલ્લો.

કહો કે હતો તેજ શયતાન ખાસ
જાુએ છે ઉભો સૈન્યને આસપાસ
ખુશી તે થયો મૂછપર દેઇ તાવ
"ફરી માંડિયો છે સરસ આય દાવ
ખરે કે ખલિફને કરૂં હું ખતમ
નમાવી ચુમાડું મહારૂં કદમ"
ચઢી એક મોટો ભયંકર બુરજ
પછી બોલિયો જોઇ સામે સુરજ
"કિરણ જેમ આપેછ એનાં પ્રકાશ
ખિલુ તેમ હું આ મુલક માંહ્ય ખાસ
નબી નામ મારૂં કરૂં હું અમર
ઉડાઉં ધજા સાથ મારી ચમર
હજી ફોજ બીજી જમા હું કરૂં
ખલીફા સમા લાખથી શું ડરૂં
લખો લશકરીનો કરૂં ત્યાં જમાવ
પછી કેમ કરશે ખલીફો બચાવ
બધા પ્હાડમાં હું ફરસ રોજ રોજ
ફિતૂરીજ ધંધો ધરસ રોજ રોજ
ફિતૂરી બધાને કરસ રોજ રોજ
છિપે તોજ મારી તરસ રોજ રોજ
ખરો કે ખલિફને કરૂં હું ખરાબ
બધો હારનો આય લેવસ હિસાબ"
ફરીથી નબીએ કર્યો ત્યાં વિચાર
"મુરખ લોક આ જે થયા છે ઉદ્દાર
સમજતા નથી માહરા તે પ્રપંચ
કિનાબાજ કેવા બુરા છે પ્રપંચ
તડાકે કરૂં નાશ આ સર્વનો
ખરો તોજ ફાંકો ધરૂં ગર્વનો

અરે ! શા થકી આ કરૂં છું કપટ
બુબખ હુંજ પાપી ખરો છું અપટ
કરૂં કામ શયતાનનાં કાં નહીં
ખલિફને ધરી કાં રહ્યો છું અહીં
કરૂં જાદુથી ફોજનો સર્વ નાશ
ખરેખર ખુશી થાય શયતાન ખાસ
બધાં આદમી જે ઉભાં છે અહીં
હશે સર્વ જો માનવીમાં નહીં
લયે સર્વ પ્રાણી તણા રૂપ તો
ખુશી કેટલો થાય મુજ ભુપ તો
કરૂં સર્વ ઇનસાનને હું ફનાં
ફરેબો કર્યાં છે હવે મેં ઘણાં
કરૂં જાદુર્થા ફોજને આ શરણુ
પછી તેમનું લાવું સાથે મરણુ
પછી પ્રેત* પર હું કુદું તેમનાં
કલેજાં કરૂં ભક્ષ હું એમનાં
અશો લોકનો હું કરૂં સર્વ નાશ
નબી નામ કેરો બતાવુંજ ત્રાસ
બનું સર્વ ઇનસાનનો હું રિપુ
ટિપે પંખિ દાણા, મનુષ હું ટિપુ
અરે! ફેરવું હું પલક વારમાં
ઉભાં સૈન્યને ત્યાં ઉંડા ગારમાં
ચુસું એકલો સર્વનું લોહિ હું
અરે! એમ કરવા નથી શકિત શું"
અહીં તે થયો ચુપ બદ-બોલિયો
પછી તે પુકારી તહીં બોલિયો:

---

* મુડદાં.

"સિપાહો ભલા હું નબી એક છું
વિચારે સદા પાક ને નેક છું
ખુદાએ મને શા થકી આ જહાન
કહો મોકલ્યો કે બદીની નિશાન
ઘણી છુટથી થઇ પ્રગટ કાજ તે
બદીનું થયું ત્યાં સબબ રાજ તે
નબી હું ખુદાનો ખરો ચોર છું
ખલિફ તો કહે હું દગાખોર છું
અરે! હું હતે જો દગાખોર તો
બનાવ્યો રબે કાં ન મુંહજોર તો
ફના જો કરૂં આ બધી જહાનને
પડે ચેન તો માહરા જાનને
તજી દઉં હવે તો બધી હું લડાઇ
ખલકની ખરાબી તણી લઉં વડાઇ
મને શું? નથી કામ ઇનસાનનું
મને કામ છે માત્ર શયતાનનું
ગણું માત્ર ઇબલીશને હું ખુદા
અમો બે નથી કોઇ દહાડે જુદા
અમો બેઉનાં એક છે નિત વિચાર
અમારો સદા આદમીપર ધિક્કાર
બદી છે અમારો સદાનો શ્રંગાર
બદી છે અમારો પરીવાર-પ્યાર
બદી છે અમારો સગો બાપ-ભાઇ
બદીમાંજ આ જીંદગીની સવાઇ
બદીમાંજ આ ઉંચ પદ્દિ મળી
બુઝર્ગી મને સર્વ પહોંચી વળી"
પછી ફોજને જોઇ તે બોલિયો
ભુરાએ બુરૈનો હરફ ખોલિયો

"જુઓ એ સિપાહો! કુવા તે તરફ
ખરેખાત વરસી રહ્યું છે બરફ
નબી છું ખુદાનો જરા શક વગર
કરો ત્યાં નજર આ તલેસમ ઉપર
પડે છે જુઓ આય તડકો સખત!
પડેલું સુણ્યું છે બરફ તે વખત?
મગર ખુદ ખુદાનો બધો કહેર છે
નબીને નમે તો બધી મ્હેર છે
નબીથી ધરે જે જગતમાં જુદાઇ
ખુદે-બોફથી તે જશે ત્યાં વિંધાઇ
ચમત્કાર હું ત્યાં બતાઉં છ એક
દિશે તેહને જે હશે પાક-નેક
જુવો તે કુવાની ઉતર કોર પર
સરસ ચંદ્રમા એક કેવો નજર
પડે છે! - કહો આ હશે કોણ ભેદ?
ખુલાસો કરૂં છું ધરી ખાસ ખેદ
નબીના તલેસમ તણી એ કુંચી
બતાવેછ તમને સમજ કૈં ઉંચી
કહે છે ખુદા કે નબીને નમો
પછી મિષ્ટ મિષ્ટાન મારૂં જમો
નબીને નમે ને ખુદાને નમે
રજા થાય ખાતે ખુદાને જમે
નબીના હુકમપર હશે જે ઉદાર
સફલ તેજ જગમાં કરે સર્વ કાર
નબી કાજ જે દેછ જાનો-જિગર
ખુદાની રહમ ખાસ તેની ઉપર
કુવાપર જુવો ચંદ્ર કેવો ઉગી
બતાવે છે સૌને મજા તે સુંગી!"

સિપાહો બધા જોય છે થાઇ દંગ
ઉપજિયા અજબ ભાઇ સૌને ઉમંગ
કિંધી જાદુથી બંધ સૌની નઝર
તલેસમ ભરેલી કરી ત્યાં અસર
"નમો ચંદ્રને ઓ સિપાહો બધા
થશો સૌ ગની - રહેશો નહિ ગદા
દિવસ આજનો જીંદગીમાં તમે
નસિબદાર નોંધો અને જે અમે-
સુખન બોલિયા તે ઉપર દેઇ ધ્યાન
તમારા ખુદાની કરો બસ પીછાન
નહીં ચંદ્ર* સૌને દિસે ભાઇ આય
દિસે જેમને તે નસિબદાર થાય
નસીબો તમારો પ્રકાશિત થયો
સબબ ચંદ્ર દર્શન દઇને ગયો"
હજી તો નબી આ કહે છે સુખન
થયો ગૂમ ત્યાં ચંદ્ર સાબુત તદન
ફરી સૂર્ય ફેરો પડયો ત્યાં પ્રકાશ
સિપાહો ઉપર થઇ અસર ખુબ ખાસ
નમીને કીધું સર્વ લોકે મનન
નબીથીજ માન્યું હવે તો ચમન
ઝનુની બન્યા તે ફિતુર પર ભુલી
મતી સર્વની ત્યાં અજાયબ ડુલી†
સિપાહો બધા બોલિયા "ઓ નબી
થશું બેવફા તુજ તણે નહિ કબી

---

* આ ચમત્કાર માટે એવું કહેવાયલું છે કે ત્રાન્સ ઓકસીઆનામાં આવેલા એક શહેર નામે "નેકશેબ" (Neksheb)માં એક કુવો છે, જેની અંદર રાત-દહાડો ચંદ્રમા દેખાયા કરે છે! આ લોક વાયકા ઉપર ધુતારા નબીએ લોકોને ભમાવી પોતાની ફત્તેહનો પાયો રચ્યો હતો! † ફરી.

ખુદાનો ખરો બસ નબી તુંજ છે
ખલીફા સમા, પાસ ફુજ પુંજ છે
અમારો ભલે આ ઘડી જીવ જાય
ખરા તું નબીને ન તજશું જરાય
અમારો થયો જન્મ આજે સફલ
અમોને મળ્યું ખુદ ખુદે નેક બલ
તલેસમ ભલો તેં બતાવી દિધો
અમારા જન્મને સફળ તેં કિધો
વડીલો તણી વાત મસહુર છે
કુવો ત્રાન્સનો તો ઘણો દુર છે
હજારો વરસની કરે જો સફર
પડે તો કુવો-ચંદ્ર તેને નઝર
અજબ તાહરી તો સિફ્ત છે નબી
પલકમાં બતાવ્યું-ન ધાર્યું કબી
અગર શક્તિ તુજમાં ખુદે જો ન હોય
અમારી ન આંખો ચમત્કાર જોય
ખુદાનો ખરેખર હશે તું નબી
મદદગાર સૌનો થશે તું નબી
અમારી ઉમેદો બધી તુજ ઉપર
શિવા તું, ધરે કોણ અમની કદર
જિવાડે અગર, તો નબી તું જીવાડ
ખુદે જામ અમને ખરી તું પિવાડ"
સિપાહો તણા આ સુણીને સુખન
ખુશીથી ખુલ્યું તે બુરાનું બદન
"શુકર છે ખુદાના હજારો હજાર
સિપાહો મળ્યા છે મને નામદાર
લડાયક શુરાઓ! ભરૂશો ધરો
બતાવસ તમોનેજ રસ્તો ખરો

નબીને નમે તેજ મીઠું જમે
જરાબી ફિકરમાં ન રહેશો તમે
તમારો મદદગાર છે તે ખુદા
ખુદાથી નબીઓ નથી કંઇ જુદા
નબીથી તમે બી નથી ત્યાં અલગ
હશે ખાસ વિશ્વાસ તમ જ્યાં તલગ
ખલીફા ઉપર હું ફરી લેઉં વેર
બતાઉં નબીનો પડે કેમ કહેર
ખુદાનું મને ખાસ ફરમાન છે
'ખલીફો બુબખ-દુષ્ટ-નાદાન છે
નબીને ન માને બુરો તે અગર
ચઢાઇ લઇ ખાસ જા તે ઉપર'
સબબ હું તમોને કરૂંછું હુકમ
તમે સજ્જ થઇને ભરો બસ કદમ
ખલીફો ધરે છે તુમાખી મગર
પલકમાં થશે કોપ તેની ઉપર
ખુદૈ કોપ પાસે બચે કોણ ભાઇ
લડાશે ખુદા સાથ ક્યાંથી લડાઇ"
સિપાહો થયા શૂર જાનો-નિસાર
જીવો જંગમાં આપવાને ઉદાર

* * *

થયું સૈન્ય જ્યારે જવા જંગ સજ
નબીએ છુપી એક આપી સમજ
જવું ચૂપ ફોજે રિપૂની* તરફ
તુરત બોલવો એકબી નહિ હરફ

---

* દુશ્મનની.

ખલીફા હશે તેજ મેચહાંનમાં
સિપાહો હશે ખાન ને પાનમાં
ઉભી પાસ છે તેમની હ્યાં અજલ
સબેખૂન* મારી કરો બસ કતલ
નબીની બધી ફોજની કૂચ થાઇ
હુકમ ત્યાં હતો કે જવું વીખરાઇ
બધાએ થવું એક રાતે રજૂ
ખલીફો પડેલો હતો જ્યાં હજૂ
બુરાના કપટની ખલીફને ખબર-
પડી નહિં, સબબ રંજ તેનાં ઉપર
અચાનક ઉભી ભાઇ આવી જુએ
ધુતારો ગયો તુર્ત ફાવી જુએ
સબે-ખૂન માર્યું નબીએ સખત
હતી ફોજ આરામમાં તે વખત
નબીએ કહ્યું લશ્કરી સર્વને
"તમારા ધરો ધર્મનાં ગર્વને
ખલિફ-ફોજ કેરી ઉડાવો કતલ
ઉભી શત્રુની દ્વારપર છે અજલ
ચમત્કાર! છે ઇશ્વરી આજ આય
નથી પાપ એમાં સમજજો જરાય
થશે જંગમાં જીવપર જે ઉદ્ધાર
જશે તે ફલક, સ્વર્ગને નેક દ્વાર
ધસો તે ખલિફનાં સરસ તંબુપર
ઉડાવો બુરાનું તમે આજ સર
ખલીફા તણી હ્યાં ઉભી છે અજલ
કરો તેહને ઓ સિપાહો! કતલ."

---

* રાતની વખ્તે શત્રુની છાવણીપર એકદમ ધસારો લઈ જવો તે.

ઝપાઝપ સપાસપ થયા ત્યાં અવાજ
ઘડીભર નબીનું હતું ભાઇ રાજ
થયો નાશ મોટો ખલિફ-ફોજનો
લિધો ભાર દુષ્ટે બધા બોજનો
પડી જ્યાર રજની, મટીને સવાર
ખલીફે ખરાબી દિઠી બેશુમાર
હજીઓં હતી ચાલુ મોટી લડાઇ
નબી ખૂબ લેતો હતો ત્યાં વડાઇ
ફરીથી થઇ અસ્ત તેની ઉમેદ
ખુશી જે હતી ત્યાં થયો ભાઇ ખેદ
ખલીફે અજબ કાંઇ આપી ઉલટ
લિધી લશ્કરે ખૂબ તેનાં હિંમત
પસીનો નદીરૂપ થઇ અંગનો
તડાકો ફરી ચાલિયો જંગનો
ભચાભચ કચાકચ કટારો ધસે
નહીં પક્ષ બન્ને જરાબી ખસે
ખલિફનાં સિપાહો ચઢયા ધુંનમાં
બની શૂર જીવપર લડયા ખૂનમાં
નબી ફોજ કેરો કિધો ખૂબ નાશ
ફરીથી ધુતારો થયો ત્યાં નિરાશ
નિબો ચાલતી ત્યાં લહૂ-ધારની
ખરાબી થઇ ખૂબ અહંકારની
નબીના સિપાહો હટે છે હવે
નબી તેમને બહુ રટે છે હવે
ખલિફ-ફોજ આવી ફરી ધુંનમાં
પછાડે હવે તો ધરી ખૂનમાં
પઢયો લાસ કેરો તહીં પ્હાડ એક
ભુલ્યું સૈન્ય ઇનસાનનો ખ્વાસ નેક

નબીએ ઘણીબી સિફત સાફ કામ
લિધું, પણ થઇ રંજ આખર નકામ
સિપાહો બધા ન્હાસવા લાગિયા
ભગાયું જહાં, જીવ લઇ ભાગિયા
નબીના પુકારાનિ થઇ નહિ અસર
બન્યો તે બુબખ આખરે બેસબર
ભલાને ખુદાએ મદદ ત્યાં કરી
બુરાની સફલ નેમ થઇ નહિ જરી
ખરાંનો ખુદા છે સદા રક્ષનાર
ગુપત આપ છે કુલ મદદ બક્ષનાર
રહે તાજ તેની મદદથી જગે
નબી સમ ધુતારા ભલેની ઠગે
બુરાનો બુરો ફેજ છે અંતમાં
ઠગારો ઠરે શું ભલા સંતમાં
ધરી પીઠ અંતે નબી ભાગિયો
નસીબો ન તેનો ફરી જાગીયો
ખલિફ ફોજ લાગી ધરી પૂઠ પૂર
બચીને ફરી નાશિઓ દુષ્ટ દૂર
થયો ભાગતાં સૈન્યમાં જાઇ ગુમ
પડયો માર તેની પિઠે ભાઇ ધુમ

*  *  *

હજીબી ધુતારો થયો નહિ નિરાશ
ફરીથી કિધી સૈન્ય કેરી તપાસ
બચેલા સિપાહો હતા એમને
કહ્યું કે "કરશ જેર હું તેમને
તમે નાં થશો ઓ સિપાહો દુઃખી
દિવસ આવશે એક નકકી સુખી

સુહઇમાં ટકેલુ હજી જોર છે
ખલીફો ખરેખર ચશમચોર છે
સિપાહો હજીબી ધરો નેક હામ
તમે ભૂલશો નાં ખુદાના કલામ
કરીશું ફરી ફોજ મોટી જમા
પછી ત્યાં ખલિફની રહે શી તમા*
તમારૂં યકીન રાખશો જો ખરૂં
ફરી એક કોશીશ હું ત્યાં કરૂં
નવાં જોર સાથે ફરી એક જંગ
લડીને ભુલાવ્યે ખલીફના તુરંગ†
ખુદાને વફાદાર રેહશે જિગર
સફલ જાણજો આ જીવ્યું જીવતર
સિપાહો ! નબીને ફરીથી નમી
લડો જંગ બીજી કરો નાં ગમી"
નમ્યા તે ધરમ-આંગળાઓ તહીં
મુરખ કોઇએ નહિં કહ્યું ત્યાં "નહી"
ધરે વ્હેમ આશક જિગર જાનપર
રૂઠે માત ફરજંદ નાદાન પર
બને કીમિયાગર હમેશાં નિરાસ
બિછાને પડેલો જુએ મોત ખાસ
બધાં ચિત્રમાં ખોટ વિશ્વાસની
મગર ધર્મમાં ખોટ નહિ આસની
ધરમ-ધ્યાન કેરૂં અજબ છે ઝનુંન
કરાવેછ તે કામ મોટાં જબુન
ઝનુંની છુપે કેમ જગમાં અરે
ઝનુંનનો પવન માત્ર જેને સરે

* * *

---

* બિશાદ. † વિચાર.

અરે મીય વાંચક! જરા કર વિચાર
નર્બીની બદ્દીનો હશે શું સુમાર
હતો જંગની આગમાં તોય તે
ઝુલીખાં તણે જો નહિ જોય તે
દિવાનો અને તે ધુતારો તહીં
ઘડી એકબી ભાઇ છોડે નહીં
જતો જ્યાં, સદા સાથ તે રાખતો
ઝુલીખાં વિના અન્ન નહીં ચાખતો
પરીચ્હેરપર તે દિવાનો બની
બનેલો હતો ગર્વ કેરો ધની

* * *

ઝુલીખાં હતી શોકમાં મસ્તપૂર
ઉડેલું હતું મૂખનું ભાઇ નૂર
અઝિમનો હતો રાતદિન માત્ર ખ્યાલ
નર્બીપર હતું એક લ્હેઝો ન વ્હાલ
અઝિમે ખલીફને કિંધી જે મદદ
ઝુલીખાં તણે કયાં ખબર તે કસદ
નર્બીપર નહો પ્રેમ તેનો હતો
અઝિમપર બધો પ્યાર એનો હતો

* * *

જુલમગાર કેરો જુલમ તે ખમી
ઝુલીખાં નર્બીને રહેતી નમી
હવશ ખોર કેરો હતો ખુબ ધાક
ઉપર રેહતો તે ચશમચોર પાક
સરસ ભાઇ શણુગાર કરવા થકી
ઝુલીખાં તણો પ્યાર હરવા* થકી

---

* જીતવા; ખેંચવા.

ફરજિયાત તેને કરીને હુકમ
ઉભી રાખતો પાસ પોતે કદમ
અજિમનાજ અફસોસથી તે દુઃખી
હતી નાર, તે કેમ કહીયે સુખી
નહીં માનતી કોઇ વખતે હુકમ
અરે! ત્યાર ત્યાં પાડતો તે જુલમ
ઘણાં એક અપમાન દેતો તહીં
બુરા શબ્દથી લાભ ! લેતો તહીં
સખુન નીચ નજીસ કહેતો તહીં
મિજાજે બુરો જ્યાર વ્હેતો તહીં
હર્શા કાઢતો તે નબ્બા કોઇ વાર
ઝુલીખાં તણાં મુર્ખ કહિને વિચાર
ઘડીમાં હર્શાને લડાવે સુ-લાડ
ઘડીમાં ખુશીનો કરી દે બિગાડ
હતો હાલ એવો ધુતારા તણો
બનેલો હતો ગર્ક ગર્વે ઘણો

* * *

અધૂરી હજી તો હતી તે લડાઇ
પડયો કોપ ત્યાં તેટલામાં ખુદાઇ
દુકાળે દિધો એકદમ ભાવ ત્યાં
ચઢયા અન્નના એકદમ ભાવ ત્યાં
હતું સૈન્ય ઘેરો ધરીને પડયું
ફરી આકળું તે બર્નીને લડયું
નબીએ દિઠું કે હવે તાલ છે
બધાં લોક કેરા બુરા હાલ છે
હતા લશ્કરી જે દુકાળે દુઃખી
ફરી થયો તેમનો તે સુખી

ફરેબે અરેરે! ફરેસ્તા ફસે
નહીં કાંચ તો મુર્ખ લોકો ધસે
હતું ઊંઘને ભૂખની સાથ વેર
સબબ કાઢયો જંગપર ખૂબ કહેર
ફરીથી દિધો તે નબીએ ફરેબ
"ધરો હાંમ મર્દો બતાવો ન એબ
સિતારો તમારો પ્રકાશે હજી
ન હરગેજ તેને તમે દો તજી
તમારી બધી જીંદગી ધુલ છે
અગર જો તમે આ કરી ભૂલ છે
તમારા જીવો સર્વ અન્મૂલ છે
ધરી આચ જો હામ બેમૂલ છે
ડરો નાં, તમે છો ખરા ભાગ્યવાન
જગાડો ફરીથી શુરાઓ તુફાંન
તમે ચાહતા હોચ તમનો ધરમ
બનો આ ઘડીએ તપોને ગરમ
ખલીફા ઉપર આજ નાંખો શરમ
કરે છે બુરાં તે ખલીફા કરમ
નથી તે ખુદાનો નબી નામદાર
કરો બસ જિગરમાં ભલો આ વિચાર
અસલ તો ખરો હુંજ છું બસ નબી
ખલીફા ગણાસે નબી શું કબી?
ભલા કોઇ દહાડા થકી આચ જંગ
ઉઠીછે, સબબ સૌ, કશો ખુબ અંગ
ધરમ કાજ જે કોં' મરી ત્યાં જશે
જગા તેહની જીન્નતોમાં થશે
બુઝર્ગી તણો ખ્યાલ મારી કરો
તમે તેજ હથિયાર હાથે ધરો

અગર જો તમે આ જિતો આજ જંગ
ખુશી થાય પીરો તણા ખુબ અંગ
ભરમ આજ રાતે બતાઉં સરસ
નબી નામ મારૂં લખાઉં સરસ
નહીં મુજ થકી થઇ શકે કાંઇ બ્યાન
બતાઉં સરસ રોશની તેહ મ્હાન
તમારી બધી રંજના ગંજ આજ
મળે, એહવું હું કરૂં. એક કાજ
પછી લઇ જઇશ તે બુરાઓ તરફ
કદી એક બોલી ન શકશે હરફ
તલેસમ તમે દેખશો તે અજબ
બધા શત્રુઓપર ગુજારી ગજબ
તમારી ફિરતને તમે પૂગશો
બધા સૂર્ય સમ સ્વર્ગમાં ઉગશો"
સુણ્યા તે નબીનાં બધાંએ સુખન
ઘણાં માનથી, કાન આપી તદન
નવી જીંદગીની ઉલટ ત્યાં વધી
તલેસમ નહીં જોયલો જે કદી
નબીની કરામત વિષે લેઇ ખ્યાલ
હતા ભૂખયા, તોય થાયા ખુશાલ
ધરમનું ઝનુંન છે અજબ ભાઇ આય
નહિ માનવીને કશા ખ્યાલ થાય.

* * *

ખુશીમાં ખિલ્યા તે બુબખ લોક ત્યાં
"તલેસમ નબીનો થશે આજ હ્યાં
અમર રોશનીનું મથક હ્યાં થશે
બધી આપણી રંજ પ્રીટી જશે

કરામત અજબ જે અહીં દેખશું
ખરો ભાગ્યવંત તેહને લેખશું
ભલા શત્રુઓથી શરણ ક્યાં થશે
નબીનાં કરે* કોણ છુટી જશે
અરે ! આજની રોશની દેખશો
પછી તો નહીં શત્રુને લેખશો"
હતા ભુખમરાથી પિડાતા મગર
સિપાહો ઉપર મુર્ખ થઇ ત્યાં અસર
કુદે કોઇ નાચે અને કોઇ ગાય
હવે મુજ કલ્યાણ જાણે કળાય

*  *  *

થયો જ્યાર મધરાત કેરો વખત
ઠગારા નબીએ બિછાવ્યું તખત
ભરી એક દરબાર એવી મહાન
સિપાહો ચકિત સૌ થયા ખોઇ ધ્યાન
દિધી સર્વને એક જ્યાફત તહીં
બિજા બોલમાં એક આફત તહીં
ખુશાલી તણો કંઇ રહ્યો નહિંજ પાર
ખુશીમાં સિપાહો છુટયા બેશુમાર

*  *  *

ઝુલીખાં જનાને પડેલી ઉદાસ
હતી ત્યાં ઉભો આવિને એક દાસ
"નબીનો તમોને થયો છે હુકમ
સરસ સાજ† સાથે તમારા કદમ
તમે લાવવાં આજ દરબારમાં
અને ભાગ લેવાજ નર નારમાં"

---

* હાથે.  † સણગાર.

કહી તે ઠગરા તણો ત્યાં હુકમ
ભરી નહીં શકયો દાસ ત્યાંથી કદમ
તુરત તેહને આવિયા ત્યાં તમર
પડયો તુર્ત બેભાન શુદ્ધિ વગર
ઝુલિખાં અજબ થાઇ આ જોઇ ઘાત
" ખરે છે કજા માહરી આજ રાત"
નર્બાનો હતો તેહને ખુબ ડર
સબબ તે હુકમપર નમાવ્યુંજ સર
થયો દાસ પેલો મરણને શરણ
લિધું અણુચિતું પૃથ્વી પીઠે પરણ
ઝુલીખાં કરી તુર્ત શણગાર ખાસ
દુઃખી દીલથી ગઇ નબી પાક! પાસ
હજી તો નથી પોહચી તે જગે
ધુતારો જુઓ શી રીતે ત્યાં ઠગે
હશે છે બુરો નીચ પાજી તહીં
સુણયો સાદ જે હાસ્ય કેરો અહીં
થયું લોહી ફરતું તુરત બંધ ત્યાં
ઝુલીખાં બની હોયની અંધ ત્યાં
ડરીને ઉભી તેટલા ત્યાં અવાજ
ગજબનાક આપી રહ્યા એક ગાજ
હતો તે વખત પાછલી રાતનો
ઝુલીખાં કહે " વેળ છે ઘાતનો
ખુદાને ખબર કે થશે આજ શું!
વિઘન સર ઉપરથી જશે આજ શું!"
બિચારી હજી આ કરેછે વિચાર
ઉભો આંખ સામે અજબ ત્યાં ચિતાર
હતી રોશની એક એવી તહીં
જનમમાં કદી જોયલી જે નહીં

હતું સર્વ મયદાન એવું પ્રગટ
તપે સૂર્ય મધ્યમ જેવો સખત
ઝુબીખાં જુએ શું ધરી દીલ ડર
નબી ત્યાં ઉભેલો હશે બેસબર
હજારો હતાં સબ* પડેલાં અરે
દિસે કોઇ તાજાં, સડેલાં અરે
દિસે કોઇનાં તો થયાં ગુમ સર
દિસે કોઇનાં તો ચિરાયાં જિગર
હતો સૈન્યનો તો બધો નાશ ત્યાં
કર્યો તે ખુદાએજ બસ ખાસ ત્યાં
ઝુલીખાં ગઇ સર્વ ચેતી તુરત
ફિકરમંદ થઇ તે ઘણી, ખુબસુરત
હતાં સર્વ સબ પાસ પ્યાલાં પડયાં
હતાં હેમનાં,† મોતિઓથી જડયાં
અરે તેજ પ્યાલે બુબબ સૌ રડયાં
કહો તેજ પ્યાલા બધાંને નડયાં
નબીએ દિધું ઝેર ત્યાં સર્વને
હવે તે ઉભો છે ધરી ગર્વને
હતું ભાઇ તે ઝેર એવું જબુન
થતું તુર્ત કાળું રગો‡ માહ્ય ખુન§
નબી દુષ્ટ, દેખી ખુશી ત્યાં થતો
ઘડી નહિજ આરામ તેને હતો
ઝુલીખાં! હવે જો કરામત અજબ
કુલ સૈન્યપર મેં ગુજાર્યો ગજબ
બધા આદમીનો કીધો તુર્ત નાશ
અજલનો ફરેસ્તો ભમે આસપાસ

---

* મુડદાં. † સોનાના ‡ નેસ § લોહી.

ફક્ત એક તું–હું રહ્યાં બેજ છે
શિવા સૈન્યની તો અહીં સેજ છે
ઝુલીખાં! જરા જાદુનું જોર જો
તરફડતા સિપાહો તણો સ્હોર જો
ઝુલીખાં હજીબી કરે શું નજર
સિપા' તરફડે મચ્છ જેમ જલ વગર
હજારો તણી લોથ ત્યાં તો પડી
હજારો તણા અંતની છે ઘડી
મુવા તે ગયા, જીવતા જે હતા
કળી* સૌ કપટ ત્યાં દુખી બહુ થતા
હતી ઝેરની લ્હેર એવી તહીં
બચારા ઉઠી કોઇ શકતાં નહીં
કલેજાં બધાનાં કપાતાં હતાં
શુરાઓ તણા ખુન થાતાં હતાં
મગર શું કરે! ઝેર લ્હેરથી
નબીએજ માર્યા બુરા કહેરથી
જુલમગાર હાથે જુલમ મસ કિધો
દગો–રે દગો હાય! અમને દિધો
કિધો ઘાટ સૌનો નબીએ બુરા
બચ્યા જંગથી તે પડયા હ્યાં શુરા
બુરા દુષ્ટ એ નીચ બદતર ખવીસ
ભલે તું ભુમી લાખમાં જઇ ભમીસ
ખુદાનો ન ટલશે કદી કહેર સુન
ખુદાવંદ લેશે જરૂર વેર સુન

* * *

* સમજી.

હજી સૈન્ય અરધું તફડતું હતું
ઘડી-અંતમાં તે સબડતું હતું
ઉભો તે નબી એક ઉંચી જગે
ખુશાલી હતી ખુબ તેની રગે
પછી તે બુરાએ ખુલ્યો બુરખો
દિઠ્યો એક ચ્હેરો તહીં ભુરખો
હતી બદસિકલ એક તે એહવી
જનમમાં દિઠેલી નહીં જેહવી
ખરેખર હતી ન્હેશ્તની તે નિશાન
ભયાનક હતો એક તે ઇનશાન
'નબી'! નો ખુલ્યો જ્યાર આ ભેદ ભાઇ
તફડતા સિપાહો ગયા દંગ થાઇ
"નબી કોણને આપણે માનિયો
ભલો કોણને આ જગે જાણિયો
શિકલ એક છે આય શયતાનની
બની ભૂલથી એક ઇનસાનની
બુઝર્ગી કહાં એ બુરાની ગઇ
નકલખોર તે કયાં નુરાંની ગઇ
હતા બાલ તે કયાં રહ્યા છે સુફેદ
અરે આ ભયાનક હશે કોણ ભેદ
અમારી બધી સાન બરબાદ ગઇ
ધરમ કાજ કુલ લાજ લજીત થઇ
ખલિફને દિધી હોત આ જો મદદ
અમોને થતે સ્હાય તે તો સતત
બુરા જાદુગરથી મળ્યો આએ ફેજ
થયો ઘાટ, લીધી અમે મોત-સેજ
ખુદા પાપની આપશે તુજ સજા
દગાથી કરી તેં અમારી કજા"

સિપાહો હતા બોલતા આ સુખન
નબી તેટલાં બોલિયો થઇ મધન
"બુબખ લોક! બકબક તમે કાં કરો
ગલત આય ગુલબાન ત્યાં નાં કરો
ધરાઉંછ હું તમ વિષે જેહ પ્યાર
નિમે હોય ઇબલીસનો તેહ પ્યાર
પછી જો તમારા અહીં જીવ જાય
ગયેલા નહીં વ્યર્થ તે કહેવાય
સિપાહો સુણો, ત્યાં કરો રીસ માં
બધી શકિત છે માત્ર ઇબલીસમાં"
પછી તે ફર્યો ત્યાં ઝુલીખાં તરફ
અને બોલયો "કેમ એકે હરફ
નથી બોલતાં ખુબસુરત બાઇજી
ગયા કેમ છો એમ ફગલાઈજી
જિયાફત દિધી મેં બધા સેનને
નહીં દેઉ કયમ આંખનાં નેણુને
ઝુલીખાં જિગર! આય લે ગ્લાસ તું
જરા પી, ન ધર કઇ દિલે ત્રાસ તું
કરૂંછું હુકમ હું ખસમ તાહરો
કબુલ કર જીગર આ સુખન માહરો"
હજી તો કહે તે બુરો આ સુખન
તુરત પી ગઇ ગ્લાસ તે દિલચમન
હતી મોત કાજે ઘણીબી ઉમેદ
તુટો આજ તેનો સદાનોજ ખેદ
નબી તો હતો ધારતો ભાઇ એમ
'પિવાડસ અરે જામ હું આય કેમ
ઝુલીખાં પિવાની કદી એ નથી
થઈશ ખુબ હયરાન એને મથી'

અજબ તે થયો જોઇને આચ ખ્યાલ
ઝુલીખાં ધરી જામ પી ગઇ ખુશાલ
બુરાને હતું જોઇતું તે મળ્યું
સમજિયો ખરે બખ્ત મારૂં ફળ્યું
"ફરી લે ઝુલીખાં તું બીજો શરાબ
થવાનું નથી કાંઇ તારૂં ખરાબ
પિયે તેટલાં જો અઝિમ આવશે
તને તે પિવા નહિ પછી ભાવશે
સબબ અર્ધ પી અર્ધ તું રાખજે
પછી ચાર તુજ સાથ તે ચાખજે"
સુણી આ બુરાં વેણ તે ખુબસુરત
ચકિત થાઇ ચોંકી અજાયબ તુરત
પછી મુખ ખોલી કહ્યા આ સુખન
"નબી તું નકામો ન થા હ્યાં મઘન
જાુલમગાર! તારી મને છે ખબર
ફરીથી પડિશ નહિં તને હું નજર
ગમે એટલો તું મને દે શરાબ
થવાનું નથી કાંઇ મારૂં ખરાબ
થવાનું નકી જાણ મારૂં ભલું
ખુદા-બાર ગુચવાશે તારૂં ગલું
બુરા કર્તુકોથી હજી જા ડરી
ખુદાની જરા લે સિતાયસ કરી
મને મારશે તું દગાથી અગર
ખુદા વેર લેશેજ તારી ઉપર
ખુદાની નઝરથી છુપા કોણુ છે
ખુદા પાસ રાજા-ગદા કોણુ છે
ગણેછે ખુદા સર્વને એકસાન
સબબ ઓ જાુલમગાર! નાં ધર ગુમાન

નથી કોઇનીબ્ઁા અમર ત્યાં ધજા
ગની કે ગદાને ખુદાની સજા
તને આજતો લાગશે આ મજા
મગર ધ્રૂજશે આવશે તુજ કજા
ખુદાનો જરા ખ્યાલ તું રાખ ક્રૂર
કિનો પાપનો તેજ લેશે જરૂર
સિપાહો હજારો તણો આય નાશ
કરી તું થવાનો સુખી આસપાસ
અરે આ ગુમાની તજી દે બધી
બુરાને મળે નેક ફળ નહિ કદી
બુરા પાપીઓનો લતીજો બુરો
ચશમચોરનો અંતકાલે ચુરો
હજીબી કરે તું ભલાં કામ તો
મળે આબરૂ ને અશો નામ તો
બુરાં કર્તુકોમાં ગયો તું હટાઇ
અરે! ત્યાર તુજને ગમે શું ભલાઇ
ધુતારા મને આપ બીજો શરાબ
થવાનું નથી કાંઇ મારૂં ખરાબ
ખમીને ખમું હું હવે કેટલું
વિત્યું ત્યાં વિતે આ વધૂ એટલું
અઝિમની ઉમેદો હવે દૂર થાઇ
હવે જીંદગીથી ગઇછું ધરાઇ
કરૂંછું ખુદાના હજારો શુકર
પડીછે અજલ આજ મારી નજર
હતી ઝેર હું શોધતી ફાકવા
સદા શાન્ત ઉંઘે સુઇ ઠાકવા
ખુદાએ તને બુધ્ધ તેવી દિધી
ખરે દાદ તારી ન, મારી લીધી

બદન જો તજે જીવ મારો હવે
નથી લેશ નારાજ તેના જવે
ખુશીથી હવે મોત માગુંછ હું
મને ઝેર દે, પાંચ લાગુંછ હું
પ્રથમ જામ મે એક પીધી મગર
નથી તેહની કાંઇ મુજ પર અસર
ભમેછે મગજ માત્ર મારૂં જરી
ખુદા વાસતે ઝેર દે તું ફરી
ખુશીથી થવશ મોતને હું શરણ
ખુદા! આપ તું આજ મારૂં મરણ

* * *

હતું ઝેર પીધું અજબ જાતનું
થયું કામ કાંઉં શિહા રાતનું
ઝુલીખાં ઉપર થાઇ તેની અસર
કપાતું હતું સખ્ત તેનું જીગર
અગર સર્પ મારે કદી ઝેરી ડંખ
નહીં એટલો થાય તે વેરી ડંખ
રિબાતી હતી તે હવે પૂર ત્યાં
લુંટાયું બધું તેહનું નૂર ત્યાં
બધી સૂર્ખ લાલી ગઇ દૂર ત્યાં
અજલ જઇ ઉભી પાસ ભરપૂર ત્યાં
ફરશ પર પડી તે ભલી હુર ત્યાં
ઉભો દેખતો તે બુરો ક્રૂર ત્યાં
"ખુદા! ઓ ખુદા!" નાં કરેછે પુકાર
ઝુલીખાં બીચારી રડી નેત્ર-ધાર
ધુતારો નબી બોલીયો ત્યાં સુખન
"થયું કામ મારૂં હવે હ્યાં તદન

ફકત એક મુજ કાર્ય બાકી રહ્યું
ખરેખર બદન ખૂબ થાકી ગયું
જીવે તું મરૂં હું, બને એમ કેમ!
સબબ મેં દિધો છે દગો આજ એમ
અગ્નિની પડે જો કદી ત્યાં નજર
તને જાય લઇ તુર્ત, મારા વગર
ભલું કે તને મારિ પ્હેલાં, મરૂં
અરે તોજ ભવનો સમુંદર તરૂં
જીવે તું, મરૂં હું, પડે કેમ ચેન
કિધું અર્પિ તુજને બદન-દીલ-નેન
ઝુલીખાં જીગર રાખ દીલમાં સબર
નબી પાક છું નાખ મુજ પર નજર
નહી પારકાની ફરી કોઇ થાય
સબબ મેં લિધો આજ એવો ઉપાય
મને ના સમજ દુષ્ઠ વ્હાલી જીગર
કરૂં જાન સદકે બધો તું ઉપર
દિવાનો બન્યો છું શિકલ જોઇને
બનાવ્યો બુબખ તેં, અકલ ખોઇને
નસીબે નહીં લેશ ચારી દિંધી
સબબ આજ આ રાહ ભારી લિંધી
નથી ઘાત મેં એકલો તુજ કિધો
હુંબી આઉંછું તારિ સાથે સિધો
શિકલ બદ બનાવીછ મારી રબે
દિંધી લેશ નહિં હાય! ચારી રબે
ખવાડયું તને ઝેર મેં આ જબૂન
મગર માહરૂં તો કરસ ખાસ ખૂન
નજર નાખ પેલી કઢા*ની ઉપર
રહ્યું ઉકળી તેલ જ્યા બેસબર

* મોટું જબરદસ્ત તપેલું.

અહીં દિન બેથી તપી છે રહ્યું
અજલ રૂપ છે એજ મારી, થયું
જશે જાન તારો અરે જ્યાર ત્યાં
પડશ હું કુદી જઇ તુરત જાણ ત્યાં
રિબેલું નથી મોત મુજને પસંદ
રચ્યો છે સબબ આયંદે આય ફંદ
ઝુલીખાં ખુલાશો અગર હોય કાંઇ
કરી લે, વળી મોત કેરીજ છાંઇ
મને માફ કરજે, અરે ઓ જીગર
થયો ઘાટકી ખૂબ તારી ઊપર
દયા—રે દયાથી મને માફ કર
જરા બોલ કે હું ધરૂં કંઇ સબર."
 છુરાને લતીજો છુરો આપવા
છુરાનું કલેજુ સતત કાપવા
ઝુલીખાં નહીં એક બોલી હરફ
નજરબી કરી નહિં જરા તે તરફ
કલેજે પડી કાપ ઝેરી ઘણાય*
તણાતા હતા તેણીનાં હાથ–પાંચ
ધુતારો નબી બોલિયો ત્યાં ફરી
"બનાવટ ખુદાએ અજબ મુજ કરી
બધી જહાનમાં થઇ મુજ નામના
મગર માહરી નાં પુરી કામના
ખલીફો અગર માન દેતે મને
નવાજેસ કરતે અખુટ જર–ધને
ખુદાનો ખરો પાક હું પીર છું
પયગ્મબર નબી માનવંત મીર છું

---

* ઘણાએક.

બુઅખ લોક મુજને હશે છે મગર
જવશ દૂર જ્યારે મરી નામવર
મુઝાશે ઘણા લોક મારા ગમે
પછી લાખ વખ્તે ભલેની નમે
બનાવી પછી માહરી ત્યાં સુરત
નકલખોર થઇ પૂંજશે તે સુરત
અસલને નથી આજ નમતા મગર
નકલની ઉપર મુર્ખ ધરશે સબર"
પછી બોલિયો તે ધુતારો તહીં
અવાજો થયા તોપના શા અહીં
હશે દુશ્મનોએ મને ઘેરીયો
ભલે ઘેરશે શ્હેર ને શેરીઓ*
હવે હાથમાં હું જવાનો નથી
મરૂં પણ શરણ હું થવાનો નથી
ઝુલીખાં! હવે હું મરૂંછું જિગર
ખતમ જીંદગી આ કરૂંછું જિગર
ઘણી મુશ્કેલે દમ ભરૂંછું જિગર
ખલિફથી હવે હું ડરૂંછું જિગર
ઘણા થાય છે તોપનાં માર બ્હાર
ખલિફા મગર કાંઇ જોશે ન સાર
ધશે કોટ તોડી અહીં એટલાં
પડશ તેલમાં આ તુરત તેટલાં"
ઉભો એમ બોલી મીચી આંખને
કરી બંદગી લેઇ કર. પાંખને
"રસુલ! ઓ રસુલ! માફ કરજે મને
નબી પાક તુજ ગોદ ધરજે મને"

* રસ્તો.

કહ્યું એક નાખી નજર દુર પર
પડયો તેલની તે કઢામાં જબર
ખખલતું હતું તેલ એવું ગરમ
મિનિટમાં બન્યું પિંડ તેનું ચરમ
અરબ લોક "મુંબઇ" બનાવેછ જેમ
થયો એક લોચો શિહા ભાઇ તેમ
ધુતારો થયો એક નાબૂદ ભાઇ
ખુદાની ખલક તુર્ત ચોખી ગણાઇ

*　　　*　　　*

પડી છે હવે એક દિલખુશ સવાર
દિધાં આફતાબે કિરણ આબદાર
ખલીફનું હતું સૈન્ય ત્યાં બેહિસાબ
હતુ માંગતુ જે નબીનો જવાબ
ફુટો જ્યાર કિલ્લો ઘણા મારથી
ખલીફો ધુશ્યો ત્યાં સખત બહારથી
જુવે શું? બધાં સૈન્યની લોથ છે
ધુતારા નબીની કહાં ઓથ છે
ઘણી ખોલ કીધી નબી કાજ તોય
મળ્યો નહિ, મળે શું ? ન હૈયાત હોય
પડી તેટલામાં કઢા પર નજર
બધો ભેદ પામ્યો ખલીફ નામવર
હતા પાસ જોડા પડેલા તહીં
કહ્યું કે "બળી આ મુવો છે અહીં"
મળી એક દાઢી બનાવટ તણી
સદા પ્હેરતો જે તપાસી ઘણી
વળી એક તસબીર ત્યાંથી મળી
પછી તો બધી કાંઇ શંકા ટળી

ધુતારા તણો જોઇને આય અંત
ખુશીથી ખિલ્યો તે ખલીફ અનંત
મગર નાશ દેખી બધાં સૈન્યનો
દુ:ખી તે થયો પૂર દિલથી ઘણો
ખલીફે કહ્યું કે: "સિપાહો! તમે
જુઓ દાખલો, જે બુરાને નમે
બુરા તેમનાં થાય છે એમ હાલ
બુરા સંગથી છે બુરૂં એકબાલ
ધુતારા ઉપર લાખ ધિક્કાર છે
બુરો પામિયો આખરે હાર છે
ગયો ક્યાં અઝિમ નામવર એમ આવ
ઝનુન તાહરૂં સર્દ થઇને સમાવ
કિના કાજ તું તો તપેલો હતો
મગર ક્યાં રબે મેલિયો છે જતો
ખુદાનું ખુદાએ કિધું સર્વ કામ
કરામતભર્યાં કામ તેનાં તમામ
સબર રાખ સબર! મારા હવે
વળ્યું વેર તારૂં હવે એ જવે"
અઝિમનાં ઝનુનનો હતો નહિજ પાર
હતો શૂરમાં તે છુટેલો અપાર
"ખલિફ નામવર! મુજ વળ્યું આજ વેર
ખુદાએજ તેનો બનાવ્યોછ કહેર
અગર જીવતો જો જતે એ જડી
તુરત ડોક તેની મરડતે તડી
શિકલને બનાવી બધી બદસુરત
સિનું ફાંસતે એ બુરાનું તુરત
ઘણાં એક કરતે બદનનાં કુહાલ
ઉખાડી બધી કાઢતે ખૂબ ખાલ*"

* ચામડી.

સુણી આ સુખન કુલ સિપાહો અજબ
થયાં કે, અઝિમ શું કરે ગજબ!
જબરદસ્ત બાજુ-કદાવર કદમ
મભા એક પિલતન-હતાં કુલ બહમ
હતો એ અઝિમ તો સળી સર્વ જય
હતો એ અઝિમ તો થયો કુલ વિજય
હતો સૈન્યમાં આય સૌને વિચાર
સબબ, આ સુખનથી અસર થઇ અપાર
કહી વાઘ છેડાય છે એક જેમ
અઝિમનું ઝનુંન તો હિશે ભાઇ તેમ
બધે - બધ ફરી સૌ કરે છે તપાસ
અઝિમબી ફરે છે બનીને ઉદાસ
અરે તેટલાં શું પડે છે નજર
નબી એકલો નહાસતો બેસબર
અઝિમની નજરબી પડી તુર્ત ત્યાં
હતો એક આકાર આબાદ જ્યાં
"ખલિફ નામવર! તે જીવે છે હજી
નથી તે ગયો જીવ તેનો તજી
રજા આપ મુજ વેર લેવા મને
નમીને કરૂં છુ અરજ આ તને
સિપાહો બધાને તુરત કર હુકમ
બધાં ફેરવે તુર્ત પાછા કદમ"
અઝિમની ઉલટ જોઇ તેવો હુકમ
ખલીફે કીધાથી સિપાહો કદમ
તુરત ફેરવીને વલ્યા એકદમ
અઝિમે તુરત અસ્પ છોડયા બહમ
"શુકર છે ખુદાનાં હજારો હજાર
મલ્યો આજ વેરી મને નામદાર

તુરત દોડ મારી ગયો તે તરફ
ખરેખર દિવાનો બનેલો શરફ
ઉગામી જઇ પાંસ જેવી કટાર
પડી ચીસ તેવી ભયાનક અપાર
હતું કોણુ? તે તો ઝુલીખાં હતી!
નબી નહીંજ, એતો ઝુલીખાં હતી!
પડી તુરત તલવાર કરથી સરી
ધસીને અઝિમે પરીને ધરી
'ઝુલીખાં?–અઝિમ!–ભેટીયાં બેઉ ત્યાં
નસીબો જુઓ લાવિયો ભાઇ કયાં
પડી ગઇ ઝુલીખાં જમીં પર તુરત
ઉડી બુરખો નેક તેની સુરત
બુડેલી અઝિમે દિઠી ખુનમાં
ધરી તોય તેને અજબ ધુંનમાં?
"અરે આય સરજત હશે કેહવી
બતાવે છે મુજને ઘડી એહવી
નથી છોડતી અંતમાંબી મને
ઉભો રાખિયો કેમ' લાવી તને
અરે પ્રાણ પ્યારા! મળ્યો કયાં મને
સજાવાર શું એ હતું ત્યાં તને
હવે અંત મારો નજિક આવિયો
અરે! ત્યાર તેં ચહેર બતલાવિયો
નહીં મુજ સમું બખ્ત બદ કોઇનું
હશે–નહિ નસિબ એમ રદ કોઇનું
અરેરે! અરેરે! ખુદાવંદ આય
જફા શી! હવે તો ઘણી હદ થાય
અઝિમ જાન! મુજને દીધું ઝેર છે
ધુતારા નબીએ લિધું વેર છે"

'તુરત બોલ કે તે બુરો છે કહાં'
'જુલમગાર તો જઇ પુગો તે જહાં'
'ઝુલીખાં ખરૂં બોલ! સત મેલમાં'
'અજી! તે મુવો છે ગરમ તેલમાં'
'ખુદાના કસમ' ?–'હા ખુદાના કસમ'
'મગર તાહરો થાય છે તે ખસમ'
'અરે! અંતઃકાલે જીગર ચીર ના'
'શકું હું ધરાવી હવે ધીર ના'
'ખુદા બાર ઇનસાફ સાચો થશે'
'ખરૂં, ભવ મગર આય કાચો જશે'
'હજીબી વરાઉંછ હું પાક પ્યાર'
'હવે કામનો શો ? ગયુ તેજ જ્યાર'
'અઝિમ! તું સુખનથી મને માર નાં'
' જરા ધીર ધર, જાન! તું હાર ના'
"ખુદાને ઘરે ન્યાય સાચો થશે
ધુતારો નબી નર્ક ખાડે જશે
મુવો છે મને પાઇને વીખ જામ
થયું કામ મારૂં હવે તો તમામ
હશે ઝેર ધીમું સબબ જીવ છે
મુવો આય પાપી અજબ જીવ છે
હજીબો બદનને નથી છોડતો
ખુદાવંદની સાથ જઇ જોડતો
અઝિમ કાઢ તારી હવે તું કટાર
દયા હોય તો પેટમાં આય માર
મરસ હું તુરત બસ સુખી મો'તથી
ગણુશ એમ નહિં કે દુઃખી મો'તથી
ગુન્હાગાર છું હું વળી તાહરી
મને માર તું કે સજા માહરી—

પુરી પામિને હું તજુ જાન આય
અઝિમ! શસ્ત્ર લે, નાં અચક તુ જરાય"
"નહી! રે નહી! એ બને કેમ વાત
ખુદા આ અહીથી મને કર પછાત
વફા જીવને જે રહ્યો આજ તક
કબજ આજ તેનો કરૂં હું હલક!
બને કેમ એ જાન એવી બહીં
ભલે હું મરૂં, નાં કરૂં આ કહીં
નથી બેવફા તું બની એ જિગર
જફા પૂર ગુજરીછ તારી ઉપર
ઘણી થાઇ તું જાન હરદમ હલાક
મનશની ધરાવેછ તું તોય પાક
ખુદા આપશે તુજ ભલેનું ઇનામ
હવે તો તુટી આશ મારી તમામ
બગલગીર થા એ જીગર પાક તું
થવાની હવે તો ખરી ખાક તું
હશે લેખ જે કંઇ નસીબે લખ્યા
પતાળે છુપાં તોય ત્યાંબી ભખ્યા
હશે એજ અંજામ મુજ પ્યારનો
હશે એજ અંજામ તુજ ચારનો
હશે એજ અંજામ તારો જીગર
હશે એજ અંજામ મારો! જીગર,
પલીદે હજારો કિધા જીવ નાસ્શ
બચાવ્યો હતે એક તું જીવ ખાસ
ચમન માનતે હું, ઝુલીખાં ખરૂં
જીવું કેમ, જઇ હું હવે કયાં મરૂં
ખુદાયે વળાવા દિધું નહિજ વેર
વળી સાથ તુજ મ્હોતનો આય કેહેર

અરે રે! હજી શી હતી આ કમી
ખુદા! તે દિધી આજ મોટી ગમી"
ઝુલીખાં કહે "આ બળે છે બદન
હવે ઝેર ફેલાઇ ચાલ્યું તદન
ઉમેદો હતી મોત કાજે મને
ખુશીથી મરૂં છ હ્યાં મળ્યાથી તને
મધુર મોત એને ગણું છું હવે
દુ:ખી નાં અઝિમ તું થતો હું જવે
ન રડ, વાહલા! એમ તું ધોધમાં
મરસ હું હવે તાહરી ગોદમાં
નથી તે સમું સુખ બીજું જગે
ફરી છે વળ્યું ઝેર મારી રગે
કલેજાં મહીં છે ઉઠી પૂર આગ
ભમે છે અઝિમ! જો હવે મુજ દિમાગ*
બુરી જીંદગી ભોગવી હાય! મેં
નહીં સૂખ દીઠું કશું હાય! તેં
થયો તું દુ:ખી મુજ થકી જો અઝિમ
મને માફ કરજે બધું એ અઝિમ
બધી જીંદગીનો થયો નાશ તુજ
ફળી નહિં અરે! એકબી આશ તુજ
પલીદે કીધાં બેઉને બસ ફનાં
પડયો એકલો તું હવે હું વનાં
ફરેસ્તા અઝિમ! એમ તું બોલ સાફ
'કરૂં છું ઝુલીખાં તને સર્વ માફ'
હશે આય ઇનસાફ તારો મને
મળી રેહશે નેક ઠારો મને

* ભેજું

અગર શ્રાપ દઇ તું મને મારશે
ખુવા બાદ જીવ હામ કુલ હારશે
હવે એક મરતાં મુકું છું ફરજ
અઝિમ! તું સુણી આય લેજે અરજ
ખુવા બાદ મારા સુખી તું થજે
કશી ઘાતથી જાન નહિ તું તજે
હતું પાપનું મૂળ તે હું જવે
ચમન સાથ તું જીવજે આ ભવે
ઉમર તાહરી થાય જ્યારે તમામ
સુણે જ્યાર તું તે અજલનાં કલામ
અઝિમ! તું ઉડી આવજે મ્હારી પાસ
પછી રાખજે તું સદા ત્હારિ પાસ
ખુશી રૂહ મુજ થાય પેલી જહાંન
સદા ભોગવી એહવું નેક માન-
ફુવા માગજે પાસ યજદાનની
'ખુદા રક્ષ તું લાજ મુજ જાનની'
ફુવા જો હશે તાહરી એટલી
ખુશી હું થવસ લાખ પુન જેટલી
ખુદાને વળી આય કહેજે કલામ
ઝુલીખાં તણું માફ કરજે તમામ
દયાથીજ જોજે સદા તે તરફ
સદા તેહનો હાથ ધરજે શરફ
અઝિમ! હું ખુશીથી મરૂં છું હવે
મિનો-માર્ગ પર સર ધરૂં છું હવે
તને બંદગી હ્યાં કરૂં છું હવે
ભલે હ્યાં બુડી-ત્યાં તરૂં છું હવે
ભલો જે ખુદાને કરે છે અરજ
ખુદા તે અદામાં ગણે છે ફરજ

ભલી તું દુવા માંગ મુજ કાજ, જાન
ખુદાવંદ થાશે નકી મ્હેરબાન
'ઝુલીખાં તણે તુજ પના' માહ્ય લે'
અરે એટલું' ઓ અઝિમ! જાન! કેહે
ખુદા પાક કરશે અરજ તુંજ કબુલ
મને માફ કરશે બની સર્વ ભુલ
ખુદાનો ગણું છું ખરો પાડ આજ
મળ્યું અંતઃકાળે મને પાક તાજ
વતનમાં આપણા જ્યાર તું
સદા રાખજે યાદ મુજ પ્યાર તું
ફરેલાં હરેલાં વશેલાં જહાં
ફરીથી ફરી યાદ કરજે તહાં
બગીચે ફરે જ્યાર તું ઓ જિગર
સુગંધી ફુલોથી કરી મગ્જ તર
તુરત યાદ કરજે હતી જ્યાર જહુલ
સદા સાથ તેની મજાહ ત્યાં અતુલ
કરીને, દિવસ મેં કિધેલો પસાર
કરી યાદ બનતો ન તું બેકરાર
પકડ હાથ માહરો—હવે ઓ જિગર
ફર્યું વીખ અંગે!–વળે છે તમર
બની તંગ પગ–હાથ મારા તદન
મગજમાં અજબ કંઇ થયું છે વજન
અરેરે! અઝિમ! હું લઉં છું રજા
સુખી મોત જેવી નથી કંઇ મજા
પુરી થઇ મારી હવે કુલ ગજા
અજલ–કોટ મુજ ચઢી છે ધજા
ખુદાનો હુકમ ત્યાં હવે છે બજા
બિજાં લાખ ફરમાન જ્યાં છે વજા

મળી પાપની આ હશે સૌ સજા
ઉભી હવાર પર આજ આવી કજા
મધુર કોઇ સ્વપને મલિશ હું તને
અગર ચાહશે જાન તું જો મને
મરૂં છું! અઝિમ! હું મરૂં છું હવે
નમન હું છેલ્લું કરૂં છું હવે
કલેજું–અરેરે !—હવે—આ—કપાય
અ-ઝિ-મ!-રે! અઝિમ માહરો જીવ જાય
સદા–વાં–હલાં–રાખજે પુર હામ
ઝુલી–રે ઝુલીખા કરે–છે–સ–લામ!"

* * *

હવાલે કિધો પ્રાણ કિરતારને
બધી જેહાંનનાં દાદ લેનારને
અઝિમે કુટયું ચીશ પાડી કપાલ
બિચારો પડયો ખાક પર ખાઇ ફાલ

* * *

થયા દાહિડા તે પછી ત્રણ પસાર
બતાઉંછ તુજને નવો ત્યાં ચિતાર
વરસ ત્રીસ જ્યારે વહીં ત્યાં ગયાં
કરૂં ચિત્ર આખેરનું તે બયાં

* * *

નજર નાંખતાં પાંસ કે પુર દુર
સરસ 'આમુ'નાં આબ ચલ્કેછ પુર

કિનારો નદીનો હિપે છે અહીં
ખડી છે કબર દબદબાથી જહીં
હતો શાન્ત દેખાવ ત્યાંનો સરસ
દુઃખી નેત્રનાં જે મિટાડે તરસ
હતી ખુશનુમાં એક એવી વસંત
સુગંધી ગુલોથી ભરેલી અનંત
સરસ ત્યાં હતી એક વાડી વળી
ઉગેલી હતી પુષ્પ–ઝાડી વળી
તરેહવાર ફુલ ત્યાં ખિલેલાં હતાં
ફળો કાંઇ અગણિત ઝુમેલાં હતાં
હતા આશિષો કુદરતી ત્યાં ખરે
ખરો ભાગ્યવંતોજ તે સ્થલ ઠરે
ચમેલી વળી સેવતી, જુઇ, જાઇ
અને ખુશ નરગેશ, લાલા રિનાઇ
પમરતાં હતાં પુષ્પ ચંપા તણાં
ખિલેલાં હતાં ઝાડ નામી ઘણાં
ઝુમેલી હતી દ્રાક્ષ બહુ વેલ પર
ચઢેલી હતી કુદરતી બેલ પર
હતી ખુશનુમાં એક મોટી કબર
પડેલો હતો જ્યાં ગુઠણુ એક નર
રૂપેરી કસબ સમ હતા બસ બાલ
હતો ચુસ્ત તે બસ ધરી એક ખ્યાલ
ખુદે બંદગીમાં હતો મસ્ત પુર
ખરી બંદગીથી ખરૂં નેક નુર–
હતું મુખ પર તેહના આવિયું
નહીં બદંગી વિન કશું ભાવિયું
સિતાયસ કરી તે ઉઠયો નેક જ્યાર
દુવા માંગવા ત્યાં ઊભો આમ ત્યાર

"ખુદાવંદ એ બાપ બક્ષેશગર
સદા સાચવી રાખજે આ કબર
કરૂં છું તને ત્યાં અરજ એટલી
વફાદાર મારી ઉમર જેટલી
મને થાય તે હું કરૂં ત્યાં પસાર
મને એટલું બક્ષ પરવરદિગાર
સુતી છે ઝુલીખાં જિગર તું જહીં
સુવાડે મને દાદગર તે અહીં
ફરજ માહરી મેં કરી છે અદા
તજ્યાં તુજ થકી મેં સુખો કુલ સદા
ન થઇ તું જગે માહરી એ જિગર
ખુદે જહાનમાં જાન મારા વગર
નહી તું રહી ત્યાં શકે આ વચન
હતાં, તે ઉપર છું ભરોસે તદન
ગુજાર્યાં વરસ તીસ મેં ત્યાં કઠણ
પરસ્તેસ સાથે કિધું તુંજ મથન
બજાવીછ મેં સર્વ મારી ફરજ
ખુદાને હવે એટલી છે અરજ
બુઝુર્ગી પુગી છે મને ત્યાં હવે
મળે ત્યાં ફરોહર જીગર-જાનને
બુલાવે મને એ ખુદા! ત્યાં હવે
પુગું તોજ આ જાન-અરમાનને
ઝુલીખાં! ફરોહર ખુશી તુજ થજો
સદા સ્વર્ગમાં તું ચમનથી હજો!"
કહી એમ આંજી તુરત નું છિયું :
પછી એક બુઢિયાં તણે પૂંછયું
"અગર નાન-લોટા હશો લાવિયાં
મુકીને તમે ત્યાં જશો માવિયાં"

અઝિમના હુકમને નમો તે તહીં
મુકી નાન, લોટો ન ઉભી અહીં
ફરીયાદ કીધી ખુદાની સુધ્યાન
અઝીમે પછી જલ પીધું ખાઇ નાન
ફરી બંદગીનાં પઢીને કલામ
પુરી રાત તેમાંજ કીધી તમામ
હતો રાત-દહાડો ખુદે-ખ્યાલમાં
નહીં ધ્યાન ધરતો જરો-માલમાં
હતું નિત્યનું કામ એ તેહનું
નહીં બંદગી વિન કશું એહનું
કબર પાંસ તે રાત દહાડો પડી
કલામે ખુદાથી સિતાયસ ખડી
બજાવી દુવા માંગતો સરવ કાલ
'રહો તે જહાંને ઝુલીખાં ખુશાલ.'
જતા તાસ બેબી નહીં ખાબમાં
અહોનીશ બસ ધ્યાન તે મ્હાતાબમાં
હતો એકલો ત્યાં વસી રાતદિન
નહીં કોઇ બીજુ વસે તે જમિન
સુતો જ્યાર થાકી અઝિમ નેકજાદ
હતી સ્વપ્નમાંબી ઝુલીખાંજ યાદ
તુરત તે મુરતની સુરત દેખતો
નસિબવાન ત્યાં પંડને લેખતો
ઝુલીખાં તુરત મુખ ત્યાં ખોલતી
અઝિમ સાથ ખુશ વ્હાલથી બોલતી
'ફરોહર થયું દુર મારૂ મગર
નથી દુર તુજથી અરે આ જિગર.'
સુખન સાંભળી આ અઝિમને કરાર-
થતો, તેહનો કેમ આપું ચિતાર

રમી સ્વપ્નમાં એમ વ્હાલી રમત
દુ:ખી જીવને આપતો તે ગમત
થતો સ્વપ્નથી જ્યાર તે નર બિદાર
દુવા માંગતો કે "જગત પાલનાર
ઘણાને દીયે છે તુરત તું મરણ
અજલને કરી દે મને ત્યમ શરણ
બદન આ તજી જો ફરોહર બનું
સુખી તોજ આ જીવને હું ગણું
બુઝર્ગી તણો હું પુગો પૂર છું
હવે મોતથી ક્યાં ઘણો દૂર છું
સબબ એ ખુપા દસ્તગિર! મોત આપ
અને બંધથી આ મને, બાપ! કાપ'

* * *

વરસ પાંચ બીજાં થયાં ત્યાં પસાર
અઝિમની અજલનો ઉભો જઇ સવાર
સુખી મોતથી તે મુવો નામદાર
થયો નેક આત્મા તણો, તે કરાર
ખલકને હતી આય મશહૂર વાત
ફરજથી પછી કેમ રહે તે પછાત
લઇ નાન-લોટો બુઢ્ઢિ જ્યાર ગઇ
અજલ જોઇને તે ચકિત પૂર થઇ
દિધી શ્હેરનાં હાકેમોને ખબર
બધા આવિયા ત્યાં બની બેસબર
ખલક કુલ ખુદાની થઇ ત્યાં રજુ
દિધું પ્રેતને* વહાલ સાથે વજુ

* રવાન.

મળ્યું તેટલાં એક ખત† કોઇને
અજાયબ થયા સર્વ તે જોઇને
"સુતી છે ઝુલીખાં જીગર જે જગે
મને ડાટજો ભાઇઓ તે જગે
કબર પાંસ બીજી ચણાવી કબર
હકીકત તણો લેખ તેની ઉપર–
લખાવી સદા રાખજો યાદગાર
મને પૂર મળશે મિનોમાં કરાર
કરૂં છું કુલ ખલકને અરજ
મરૂં છું તમારે મુકી સર ફરજ"
અમલ સર્વ લોકે બરાબર કિધો
અઝિમને ખરો ન્યાય હોંશે દિધો
હતાં માલ–જર જે અઝિમનાંજ ખાસ
ખરચિયાં બધાં તે અઝિમ આસપાસ

* * *

નદીના કિનારા ઉપર બે કબર
ઉભી છે હજી દબદબાથી અમર
અઝિમ ને ઝુલીખાં સદા શાન્તીથી
સુતાં છે તહીં ભાગ્યવંત ભાન્તીથી
હજી પુષ્પ–વાડી ખિલે છે તહીં
હજી દ્રાક્ષ લીલી ઝુલે છે તહીં
અઝિમ ભોગવે છે સદાનો કરાર
સુતો શાન્ત નિંદે અમર નર ઉદાર

[સમાપ્ત વાર્તા ૧ લી.]

---

† કાગળ.